१८७३

(परीव

# मनोरंज

मेहेता प्रतापराय

જેડેવાર

છપાવી

मानशंकर त्रि.



પ્રત

# અમદા

મામાની હવેલી મધ્યે

એન્ડ જ૦એમ૦ કુંપની

રણછોડલાલ ગં

~~~~

સંવત ૧૯૩૫.

કીંમત રૂ. ૦—

(છપાવવાના સઘળા હક્કો અ
~~~~

( परोपकाराय सतां विभूतयः )

# मनोरंजक प्रतापकाव्य.



બનાવનાર

मेहता प्रतापराय वि. शिवलाल मांकड.

રેહેવાસી જામનગરના.

છપાવી પ્રસિદ્ધ કરનાર

मानशंकर वि. छबीलदास मांकड.



પ્રત ૧૫૦૦

અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અ૦ યુનાઇટેડ પ્રિન્ટીગ

એન્ડ જ૦એ૦ કંપની લિમિટેડના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૩૯. સન ૧૮૮૩.

કીંમત રૂા. ૦—૧૦—૦ આના

# अर्पण पत्रिका.



જામનગરની માતાશ્રી અંબાજીની "મનોરંજક સભા"
જેના પ્રતાપ અને પુર્ણ આશ્રયથી હું પરતંત્ર છતાં
સ્વતંત્ર સ્થિતિના સરખું સુખ ભોગવુંછઉ, અને
ભોગવીશ, તથા જેના સુજ્ઞ સભાસદોયે મને
નીતિનો સન્માર્ગ બતાવી ઉદ્દાર દીલથી જ્ઞાન
આપવાનો શ્રમ લીધો છે. તે સભાને
આ લઘુ પુસ્તક વિનતીપુર્વક
અર્પણ કરૂંછઉ.

ગ્રંથ કર્તા.



# પ્રસ્તાવના.

આ "મનોરંજક પ્રતાપ કાવ્ય" નામનું લઘુ પુસ્તક સર્વ સજ્જનોની શેવામાં અર્પણ કરતાં પેહેલાં એ પુસ્તક તેના બનાવનારે કેવી પરતંત્ર સ્થિતિમાં રહી ઇશ્વરી દત્ત બક્ષિસથી તૈયાર કર્યું છે તેનો ચિતાર આપી જાહેર પ્રજાની દયા ખેંચવાના હેતુથી ગ્રંથકર્તા સંબંધી કેટલીક હકીકત જણાવવી યોગ્ય લાગવાથી આ સ્થળે નિવેદન કરવાની રજા લઉં છઉં.

જામનગરના રા. શિવલાલ ગોરધન નામના એક નાગર ગ્રહસ્થને ઘેર આ પુસ્તકના બનાવનાર પ્રતાપરાયનો જન્મ થયો છે. તેમનું કુટુંબ અગરજો કે ઘણું પ્રતિષ્ઠિત અને ખાનદાન ગણાયછે તોપણ અસ્તોદયના નિયમ મુજબ આજે પૈસાની બાબતમાં સામાન્ય સ્થિતિમાં આવી ગયું છે. પ્રતાપરાય જ્યારે ત્રણ વર્ષની ઉમરના થયા કે ભયંકર શીળીના દરદે તેના ઉપર એવોતો જોરથી હુમલો કર્યો કે તેની જીંદગાનીની સલામતી માટે તે વખતે અંદેશો રહ્યો હતો. પરંતુ જગતનિયંતા પરમેશ્વરે મેર ગુજારી આયુષ્ય બચાવ્યું, પણ આ સકળ બ્રહ્માંડના કર્ત્તા પરમ કૃપાળુ ઇશ્વરનું અનંત ડાહાપણ તથા સૃષ્ટિનું સૌંદર્યપણું અવલોકન કરવાને જે નેત્રની દરેક મનુષ્યને જરૂર છે તે નેત્રોનો એ દુષ્ટ મરજના હુમલાથી નાશ થયો, એટલે કે, છેક અજ્ઞાન અવસ્થામાં નેત્ર રહીત થવાથી તેમને પરતંત્રસ્થિતિને તાબે થવું પડ્યુ. ત્યારથી તેઓ હમેશાં પરતંત્ર સ્થિતિ ભોગવતા આવે છે. આ ઇશ્વરી આફતને લીધે બાલ્યાવસ્થામાં તેમનાથી કોઈ પણ પ્રકારની કેળવણી લઈ શકાણી નહિ. પરંતુ ૧૩ વર્ષની યોગ્ય ઉમરે પોહોચ્યા પછી તેમના સરખી વયના બીજા છોકરાઓ નિશાળે ભણવા જતા ત્યારે તેઓની પાસે ચોપડીઓ વંચાવી શ્રવણ કરવાનો અભ્યાસ તેને ઉલટ સાથે વધતો ગયો. આ પ્રમાણે બે ત્રણ વર્ષ પરોક્ષ રીતે પુસ્તક વંચાવવાનું જારી

રાખ્યું હતું. તેવામાં સુજ્ઞ કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇનાં રચે
ગદ્યપદ્યાત્મકના વિષયો તેમાં મુખ્યત્વે કરીને બુદ્ધિપ્રકાશ ચોપાનિ
પ્રસિદ્ધ થતાં તે વંચાવી શ્રવણ કરવા લાગ્યા; અને તે ઉપર કેટ
લાક વિચારો આપોઆપ પ્રગટ થવા લાગ્યા તેથી એ વિચાર
જાહેરમાં મુકી તેના ગુણદોષની પરિક્ષા થવા માટે તથા ચાલતી
કસરત રેહેવા "જ્ઞાનવર્ધક" નામનું એક માસિક ચોપાનિયું લખાવી
પ્રગટ કરવા માંડ્યું. પૈસાની જોઇએ તેવી મદદ નહીં મળવાથી એ
ચોપાનિયું છપાવવાનું બન્યું નહીં, તેથી બીજા પાસે લખાવી મિત્ર
મંડળમાં તેનો ફેલાવો કરવા લાગ્યા. તેનો પેહેલો અંક બાહાર પ-
ડતાં તેની પ્રસંશા થઇ, અને તેની સાથે એક સભા સ્થાપન કરવાની
ઘટતી સૂચના થઇ તે ઉપરથી સંવત ૧૯૨૫ ની સાલમાં કેટલાક
મિત્રોયે એકઠા મળી માતા શ્રી અંબાજીના મંદીરમાં "મનોરંજક
સભા" સ્થાપન કરી. તે સભાના પ્રતાપરાય એક સભાસદ થયા,
અને ઘણું કરીને બીજા સભાસદો પ્રતાપરાયના બાળમિત્ર અને
કુટુંબી જન હતાં. દર અઠવાડીયે સભા ભરાતી તે વખત દરેકજણ
પોતાની યથાશક્તિ પ્રમાણે વિષયો બનાવી લાવતા અને બીજી
કેટલીક ઉપયોગી બાબત ઉપર ચર્ચા પણ થતી. સત્સંગ અને સારા
ઉદ્દેશથી માણસના વિચારો સુધરતા જાય છે. એ સભાનો લાભ
લઇ પોતાના મિત્રોની મદદથી પ્રસંગોપાત ગદ્યના નિબંધો સભાને
નિવેદન કરી પ્રતાપરાયે પોતાના વિચારોને જાહેરમાં મુકવા લાગ્યા;
અને તેની સાથે કવિશ્વર દલપતરામની કવિતાઓ શ્રવણ કરવાથી
પોતાથી કવિતા કરવાનો તેના દીલમાં અંકુર ઉત્પન્ન થયો. હમેશાં
આરંભ ઘણોજ નબળો હોય છે પણ જેમ જેમ અભ્યાસ અને
પરિચય વધતો જાય, તેમ તેમ આરંભેલુ કામ સારા વિચારરૂપિ
જળથી સિંચન થવાને લીધે સંતોષકારક થતું જણાય છે. આથી
કરી પ્રતાપરાયનું કવિતા કરવાનું જ્ઞાન દિનપરદિન વધતું ગયું,
અને સભાનું કામપણ ઘણું સંતોષકારક રીતે ચાલતું હતું એમ એ
સભાના કેટલાએક મેંબરો જામનગરના રાજ્યમાં ન્યાયખાતા, રેવન્યુ
ખાતા વીગેરેમાં સારો અનુભવ મેળવી યોગ્ય દરજ્જે પોહોચ્યાછે એ

ખલા ઉપરથી જણાય છે. આવી રીતે સભાનું કામ આશરે ણ ચારવર્ષ પરિયંત ઠીક ચાલ્યું. ત્યાર બાદ કેટલાક સભાસદો હેવાર અર્થે નોકરીમાં ધંધે લાગ્યા. તોપણ પ્રસંગોપાત સભાને લગતી હરેક પ્રકારની સારી ચર્ચા ને ઘટતી સુચના પ્રતાપરાય તરફથી હજી થયા કરે છે, અને તે સૌ મિત્ર આજે પણ માન્ય કરેછે. સને૧૮૭૫ની સાલમાં વિદ્યાવૃદ્ધિને ઉત્તેજન આપનારે તથા સદા સુધારાના સાથી રા. રા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ જેઓ હાલ ગાયકવાડ સરકારનાં કેળવણીખાતાના ઇન્સ્પેકટરના દરજ્જા ઉપર છે તેઓ, જ્યારે રાજકોટ ટ્રેનીંગકોલેજના પ્રિન્સીપાલ હતા, અને વિજ્ઞાનવિલાશ ચોપાનિયાંના સેક્રેટરીનું પણ કામ તેમના હવાલામાં હતું તે અરશામાં એક બે વિષય ઉપર પ્રતાપરાયની બનાવેલી કવિતા મેં તેમને નિવેદન કરી હતી. તે વાંચી તેઓ ઘણા ખુશી થયા, એટલુંજ નહીં પણ તેની સાથે વિજ્ઞાનવિલાશ ચોપાનિયાંને માટે વખતોવખત કવિતા બનાવી મોકલવાની સૂચના સાથે પ્રતાપરાયના હીતને ખાતર કેટલીક ભલામણ કરી. અને તે વખતથી વિજ્ઞાનવિલાશ ચોપાનિયાંની એક નકલ પ્રતાપરાયને દરમાસે બક્ષિશ મોકલવાનો તેણે ઠરાવ કર્યો; જે તેમના સેકરેટરી તરફથી હજીસુધી પ્રતી માસે મુફત મળે જાયછે. આ પ્રમાણે હરગોવિંદદાસભાઈ તરફથી ઉપયોગી મદદ મળવાથી પ્રતાપરાયને દિવસે દિવસે ઓર વધારે ઉલટ અને ખુશી થવા લાગી.

આ કીમતી મદદથી પ્રતાપરાયને જે બેહદ લાભ થયોછે તેનો બદલો વાળવાને તે અસમર્થ છે. ઈશ્વર એ સાહેબનો પરમ ઉપકાર કદીપણ ભુલાય તેવો નથી એમ પ્રતાપરાય માનેછે.

પોતાની કવિતા જાહેરમાં મુકવાનું સાધન આ પ્રમાણે મળવાથી વિજ્ઞાનવિલાશ, સૌરાષ્ટ્રદર્પણ વિગેરે ચોપાનીયાને માટે જુદા જુદા વિષયો ઉપર કવિતા બનાવી છપાવવા મોકલવા લાગ્યા. અને તેવાજ રીતે પ્રસંગોપાત નીતી, ઉપદેશ, ઇશ્વરસંબંધી સ્તુતિ વીગેરે વિષયો ઉપર કવીતા તૈયાર કરવા લાગ્યા. અને આ પ્રમાણે પ્રતાપરાય પોતાનો કાળ નીરંતર જુદા જુદા પુસ્તકો વંચાવી શ્રવણ કર-

વામાં તથા તે ઉપરથી સમયાનુસાર કવિતા કરવામાં નિરંતર મન રૂ
અને જ્ઞાન મેળવવા પાછળ હમેશાં પરતંત્ર રહ્યા છતાં શ્રમ લેછે.

આવી રીતે જુદે જુદે વખતે ભિન્ન ભિન્ન વિષયોને લગતી આજદિવસ સુધી થયેલી કવીતાનો એક સંગ્રહ કરી પુસ્તકના આ કારમાં છપાવી પ્રસિદ્ધ કરવાનો પ્રતાપરાયને લાંબી મુદતથી વિચાર હતો પરંતુ તેમની પોતાની પરાધીન સ્થિતિને લીધે અને પૈસાની જોઇએ તેવી મદદ નહીં મળવાથી તે વિચાર આજ પરિયંત અમલમાં આવી શક્યો નથી. હાલમાં એ કામ મેં કેટલાક મિત્રોની આયસથી ઉપાડી લઈ તેમની કવિતાનું પુસ્તક છપાવી બાહાર પાડવા પ્રયત્ન કર્યુંછે. માટે વાંચનાર સર્વ સુજ્ઞ પુરૂષો તેનો સ્વિકાર કરી તેને તથા તેના બનાવનારને યોગ્ય ઉત્તેજન આપશે એવો સંપૂર્ણ ભરોસો છે.

આ પુસ્તકનું નામ "મનોરંજક પ્રતાપ કાવ્ય" રાખવાનો હેતુ એટલોજ છે કે, ઉપર જણાવ્યા પ્રમાણે મનોરંજક સભાના પુર્ણ આશ્રયથી અને તેમાંથી મળતા સુબોધથીજ પ્રતાપરાયને કવિતા બનાવવા તરફ લક્ષ લાગ્યું હતું અને આ પુસ્તકની અંદરની કવિતા બનાવવાને બની આવ્યુ હતું માટે તે સભાના માનખાતર અને થયેલા ફાયદાના ઉપકાર બદલ એ સભાનું નામ નિરંતર આ પુસ્તકની સાથે જોડાયલું જોવાની ગ્રંથ કર્તાને ઈછા હતી તેથીજ તેવું નામ આ પુસ્તકને આપ્યું છે.

આ પુસ્તકના ચાર ભાગ કરેલા છે. પ્રથમ ભાગમાં નિર્ગુણ સગુણ દેવ દેવિયો તથા નિરાકાર ઇશ્વરની સ્તુતિ છે. બીજા ભાગમાં ઉપદેશ તથા નીતિને લગતી કવિતા સમાવેલીછે; ત્રીજા ભાગમાં વિવિધ વિષય ઉપર જેવી કે મિત્રાઈ, ૠતુ સંબંધી, સ્વદેશાભિમાન વીગેરેને લગતી કવિતા દાખલ કરી છે. અને ચોથા યાને છેલા ભાગમાં, જુદા જુદા રાગમાં ગવાય તેવાં પદ, લાવણી, ગરબી વીગેરે સ્તુતિ તથા ઉપદેશને લગતી કવિતાનો સમાસ કર્યો છે.

પ્રથમ ભાગમાં સગુણ દેવદેવિયો પ્રત્યે કરેલી સ્તુતિને હાલના

ચરેલા વર્ગના લોકો સ્વિકાર નહીં કરી તેનો અનાદર કરશે, અને કેટલેક દરજ્જે તેઓને તે પસંદ નહીં આવે, તોપણ આ ઠેકાણે જણાવવું જોઈએ કે માતા શ્રીઅંબાજીમાં જે સભા ભરાતી તે સભાની પુષ્ટિ અને તેના સભાસદોમાં જ્ઞાનની વૃદ્ધિ થવા માટે શ્રીજગદંબા પાસે પ્રાર્થના માગવામાં આવેલી તેને લગતી એ કવિતા છે. શરૂઆતમાં જ્યાં સુધી કેળવણી રૂપી સ્વચ્છ જળથી મનુષ્યનાં અંતઃકરણની શુદ્ધિ થાય નહીં. ત્યાં સુધી આવા જાડા વિચારો દરશાવી ઇશ્વર શક્તિનું વર્ણન કરી બતાવવાથી અજ્ઞાન અને ભોળા લોકોમાં તેના અસ્તિત્વપણાં વિશે ભરોશો બેશે છે; પરંતુ જેમ જેમ જ્ઞાન રૂપીદીપકથી અંતઃકરણમાં પ્રકાશ પડતો જાય છે તેમ તેમ જાડી બુદ્ધિ દુર થઈ નિરંજન નિરાકાર પરમેશ્વરનું સ્વરૂપ ઓળખવામાં આવે છે એ સ્વાભાવીક છે. તેજ મિશાલે આ સ્તુતિના ભાગમાં બનેલું છે. માટે વાંચનાર સદ ગ્રહસ્થોએ તે વિશે ટીકા નહીં કરતા ખરા ભાવની પરિક્ષાકરી સાર સમજી લેશે એવી ઊમેદરાખુંછઉં.

વિજ્ઞાન વિલાશ, સૌરાષ્ટ્ર દર્પણ આદિ ચોપાનિયાંમાં આપેલી અને જામનગર પ્રાર્થના સમાજમાં અને તેવી બીજી સભાઓમાં પ્રસંગોપાત જે જે કવિતા વાંચી બતાવેલી તે સઘળી કવિતા આ પુસ્તકમાં સમાવેલી છે. અને તેના અનુક્રમમાં ફેરફાર નહી કરતાં ગ્રંથ કર્તાએ જે જે કવિતા જે જે વખત રચી છે તેજ અનુક્રમે આ પુસ્તકમાં ગોઠવી છે. પ્રતાપરાયનો મારા ઉપર જે સ્નેહ ભાવ છે. અને હમેશાં સુનીતિનો મારગ બતાવી મને ઉપદેશ આપે છે તે ઉપકારના બદલામાં મારી નોકરીના વખતમાંથી વખત બચાવી આ પુસ્તક છપાવવાનું કામ મેં માથે લીધું છે. પિંગળ શાસ્ત્રના નિયમનું મને લેશમાત્ર પણ જ્ઞાન છે નહીં, જેથી આ ગ્રંથની કવિતાના નિયમો મેં મારી યથાશક્તિ નજર પોંહોચી તે પ્રમાણે તપાસ્યા છે. તોપણ માણસ ભુલ કરવાને સરજાયલું અને અપુર્ણ છે એ સિદ્ધાંત ધ્યાનમાં લઈ વાંચનાર સજ્જનો તથા સદગ્રહસ્થો દોષ

સુધારી વાંચશે, અને થએલી ખામી બતાવશે તો તે હું ઉપ
સાથે સ્વિકારીશ.

આ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવામાં જે જે સાહેબોએ નાણ
સંબંધીની તથા પુસ્તકનાં ગ્રાહક થવાની અને તેવી બીજી હરેક મ
દદ આપી છે તેઓનો પરમ ઉપકાર માનવામાં આવે છે.

આ પુસ્તક બાહાર પાડવામાં ધારેલી મુદત કરતાં ઘણો વિ-
લંબ થયો છે. તેને માટે સર્વે સદગ્રહસ્થોની પાસે ક્ષમા માગવામ
આવે છે.

વળા. તા. ૧લી જાનેવારી સને ૧૮૮૩. } છપાવી પ્રસિદ્ધ કરનાર.
**માનશંકર વિ. છબીલદાસ માંકડ.**



# अनुक्रमणिका.

# मनोरंजक प्रताप काव्य.

---

## मंगळा चरण.

### દોહરો.

જય જય જગકર્તા પ્રભૂ, પૂરો મનના કોડ;
વિઘ્ન હરો વિશ્વેશ્વરા, કરૂં વંદન કર જોડ. ૧

### સવૈયા છંદ.

કરજોડિ પ્રિતે પ્રણમૂ, જગપાળ કૃપા કરી અર્જ ઉરેં ધરજો;
ધર જોતિ સહસ્ત્ર રવી શશિની, કરૂણાનિધિ કષ્ટ સદા હરજો;
હર જો ન સહાય સદૈવ કરો, દિનની પછી કોણ સુણે અરજો;
અરજો ઝટ જોઈ ઘટે ઘટવાસિ અખંડ પ્રતાપ કૃપા કરજો. ૨
કર નેક પ્રભૂ મુજ શિશ ધરી, હરિ આ જગતાપ પિડા હરનેં;
હર નેંમ નકી ન ફરે તુજનાં, ઉપકાર અપાર કરો નરનેં;
નરનેં ન સુબુદ્ધિ દિધી હતતાં, પછિ કેમ પમાત રૂડા વરને;
વરણ્યે રતિ પાર ન પામું પ્રતાપ પ્રભૂ. મુજ પાપ પ્રલે કરનેં. ૩

### ઉપજાતિ છંદ.

પ્રેમે કરૂં સદ્‌ગુરૂને પ્રણામ, વડા કવિશ્રી દલપત્તરામ;
પવિત્ર જેનિ કવિતા પ્રતાપે, ચિત્તે ચડે ચારૂ વિચાર આપે.૪

---

## सज्जनोने विज्ञप्ति.

### મનહર છંદ.

સજ્જન સમસ્ત કને હસ્ત બેઉ જોડી અને,
મસ્તક નમાવિ કરૂં વિનયથી વિનતી;
જાણતો નથી હું સત્ય કવિત્વની રીત કશી,
વિદ્યા ભણિ કેલવણી પામિયો નથી રતી;

તેથી અપશોષ છે કે હોંશથી વિચાર આવે,
દોષ કાઢી નિરદોષ કરવા નથી ગતી;
માટે આ નિબંધ પ્રિતે અર્પી પ્રતાપ માગું,
દોષ દેખો તે દેખાડી રાખશો ક્ષમા છતી. ૧

વસંત તિલકા છંદ.

દલપત્તરામ કવિની કવિતાથિ જેવો, પામ્યો પ્રકાશ દિલમાં સુવિચાર દીવો;
પૂર્યૂં દિવેલ હર્ગોવિંદદાસ દાને, જેનો અખંડ ઉપકાર પ્રતાપ માને. ૨
નેત્રો રહીત હિત તેથિ ન થાય કોનૂં, વિદ્યા રહિત ચિત તેથી વિચાર વોણું;
પર્તંત્ર તેથિ પશુ તુલ્ય પ્રતાપ તેવા, મિત્રો તણી મદદથીજ મનુષ્ય જેવો. ૩
પર્તંત્રતાથિ નિયમો નથિ મેં તપાસ્યા, તેથી બરાબર હશે નથિ એવિ આશા;
છતાં થયેલિ કવિતા પ્રગટીજ આપે, માફી થવા સહુ ચૂકો સુચવ્યું પ્રતાપે. ૪
વાંચી તમામ લઘુ પુસ્તક આર્યભ્રાતા, ધારો ન રોષ દિલ દોષ કદી જણાતા;
સ્નેહે સુધારિ ઘટતો ગુણ સાર લેવો, પ્રીતે પ્રતાપ નિજ શેવક નિત્ય તેવો. ૫
જે ગ્રહસ્થ નાગર નવાનગ્રે નિવાસી, ઓતે ચહે ખચિત સજ્જનની *ખવાસી;
અજ્ઞાન આદિ દુખ ×પાવકથી દહેલો, મિત્રો પ્રતાપથિ પ્રતાપ સુખે રહેલો. ૬

---

# ભાગ ૧ લો.

# प्रार्थना प्रबंध.

## मनोरंजक सभाने लगती जुदे जुदे प्रसंगे करेली स्तुति.

દોહરો.

વિઘ્ન હરણ વંદુ તને, ગિરિજા તનય ગણેશ;
કૃપા કરી હરજો તમે, નડતાં વિઘ્ન હમેશ. ૧

તોટક છંદ.

ગણ નાયક દાયક સુખ સદા, તુજ સાહયથિ વિઘ્ન ન હોય કદા;

---

* તાબેદારી. × અગ્ની.

સુવિચાર દઈ હરિ લે જડતા, કરૂં યાદ તુજ સદા ઇશ્વરતા. ૨

**દોહરા.**

દુઃખ ભંજન ગંજન રિપૂ, સરસ્વતિ કરો સહાય;
શુભ વિચાર આપો મને, તો આ ગ્રંથ રચાય. ૧
બાળક પણ તુજ મદદથી, તર્ત સિંધુ તરી જાય;
તેમ સા'યતા આપ તૂં, તો આ ગ્રંથ રચાય. ૨
તુજ કૃપાથકી ભાગવર્તી, જેમ બચ્યો સુરરાય;
કૃપા કરો અમ ઉપરે, તો આ ગ્રંથ રચાય. ૩
મહાકાળી માહાલક્ષ્મિ, જય જય અંબે માય;
બુદ્ધિની શુદ્ધિ કરો, તો આ ગ્રંથ રચાય. ૪

**ભુજંગી છંદ**

નમૂં માત અંબે ધરી ભાવ ભક્તી, નમૂં ઇશ્વરી આઇ પરમાત્મ શક્તી;
સદા સૌ મુનિયેં પ્રિતી સેંત શેવી, નમૂં અંબિકા ઇશ્વરી આદ દેવી. ૧
તમે જગતમાતા તમે સત્ત ત્રાતા, તમે વિશ્વમાં નીત્ય આનંદ દાતા;
મહા પૂરૂષોએ તને એમ ટેવી, નમૂં અંબિકા ઇશ્વરી આદ દેવી. ૨
તમે વિશ્વ કર્તા તમે વિશ્વ ભર્તા, તથા તેવિ રીતે તમે વિશ્વ હર્તા;
મતી અલ્પથી હૂં કહૂં કીર્તિ કેવી, નમૂં અંબિકા ઇશ્વરી આદ દેવી. ૩
તમે ઇંદ્રને સદ્ય લીધો ઊગારી, હણ્યા દૈત્ય તે જે હતા દુઃખકારી;
મટાડી પિડા વિશ્વની કૈંક તેવી, નમૂં અંબિકા ઇશ્વરી આદ દેવી. ૪
જપે તાહરા નામના જેહ જાપો, ટળે પાપ તેના વળી દૂષ્ટ તાપો;
ઇચ્છા પૂરે તૂં જેહને હોય જેવી, નમૂં અંબિકા ઇશ્વરી આદ દેવી. ૫
નથી જાણતો શાસ્ત્ર વૈરાગ્ય નીતી, નથી જાણતો કાવ્યની સત્ય રીતી;
કૃપાદ્રષ્ટિથી આ સ્તુતી માનિ લેવી, નમૂં અંબિકા ઇશ્વરી આદ દેવી. ૬
ઇચ્છા ઉપજી તે પુરો આજ માજી, સદા આ સભાને કરો રાજિરાજી;
વધારો સુબૂદ્ધિ વળી કીર્તિ તેવી, નમૂં અંબિકા ઇશ્વરી આદ દેવી. ૭
વિશેષે નથૂરામને લે નભાવી, કરે તે ખુશી સર્વને નિત્ય આવી;
કશી વાતની પીડ તેને ન દેવી, નમૂં અંબિકા ઇશ્વરી આદ દેવી. ૮
રવી ચંદ્ર તારા તપે જેમ નિત્યેં, વધારો સભાને તમે તેવિ રીત્યેં;

સદા સર્વદા આપ આશીષ એવી, નમૂં અંબિકા ઇશ્વરી આદ દેવી. ૯

### ઇંદ્ર વિજય છંદ.

જે જગમાત જગે વિખ્યાત, ધરો અતિ ઠાઠ મને દિલ ભાવો;
અર્જ સુણી ખુશિ રાખિ સદાય, સભાસદમાં શુભ સંપ રખાવો;
બૂધ્ધિ તણી કરિ શૂધ્ધિ સદા, સુવિચાર દઈ શુભ ગ્રંથ રચાવો;
દ્રષ્ટિ કૃપાનિ કરો જગદંબ, સભા મનરંજક લે શુભ લ્હાવો. ૧
જ્ઞાન તણી કરિ વૃધ્ધિ નિરંતર, અંતર કેરિ ઉદાસિ મટાવો;
સત્યપણે વરતેજ સભાસદ, ધૈર્ય થકી શુભ ધર્મ ધરાવો;
દુષ્ટ વિચાર કરી સહુ દૂર, સભાસદમાં સુનીતિ પ્રસરાવો;
દ્રષ્ટિ કૃપાનિ કરો જગદંબ, સભા મનરંજક લે શુભ લ્હાવો. ૨
પ્રીત થકી સ્થિતિ સર્વ સભાસદ કેરિ સદા નિજ પાસ ઠરાવો;
વિશ્વ વિષે પ્રસરે કિરતી શુભ તેવી કૃતી દિન નીશ કરાવો;
દુષ્ટ દુખો કરિ દૂર સદા સુખ આપિ સભા બહુ વર્ષ નભાવો;
દ્રષ્ટિ કૃપાનિ કરો જગદંબ, સભા મનરંજક લે શુભ લ્હાવો. ૩
એશ સહાય સભાનિ કરી, શુભ ચાલ તણો સુરિવાજ રખાવો;
ગાયનનૂં અતિ માન વધારિ, સુરાગ તણો શુભ સ્વાદ ચખાવો;
દીન પ્રતેં વળી મંડળિમાં, વિદવાન તણું સનમાન કરાવો;
દ્રષ્ટિ કૃપાનિ કરો જગદંબ, સભા મનરંજક લે શુભ લ્હાવો. ૪

### દોહરો.

અર્જ સુણી આ અંબિકા, પૂરો સર્વની આશ;
દાસ ગણી સૌ આપના, રાખો ચર્ણની પાસ. ૫

### શાર્દૂલવિક્રિડિત છંદ.

જે જે માત મહેશ્વરી ભગવતી, જે અંબિકા ઇશ્વરી;
અર્જી એક સદાય ધારિ ઊરમાં, શર્ણે ગ્રહો શંકરી;
મન રંજ્જક સભા વિશેષ ખુશિમાં વિચરે હમેશાં ઠરી;
કરૂણા દ્રષ્ટિથી તેમ આપ કરજો, જે જે શ્રી વિશ્વંભરી. ૧

### સિંહાવલોકી સવૈયા છંદ.

કરજો જગમાત તમે કરૂણા, નિજ દાશ ગણી દુખડાં હરજો,
હરજો જડતા સઉના દીલની, સુવિચાર સદા સઉમાં ભરજો;

ભરજો શુભ નીતિ સભાસદમાં, દિલમાં સુણિ અર્જ ઉરે ધરજો,
ધરજો નિજ ચર્ણ વિષે સઉને, જગદંબ સહાય સદા કરજો. ૨

**ઇંદ્રવિજય છંદ.**

આદી નમૂં જગનાથ નિરંજન, અંજન જ્ઞાન તણું શુભ થાવા;
પ્રીત પચીત ધરી મનમાં, નિત્ય શંકર દેવ નમૂં દુઃખ જાવા;
વિષ્ણું વિરંચી નમૂં દિન નીશ, નમૂં ગણ નાયક વિઘ્ન ન થાવા;
આદિત આદિ નમૂં સહુ દેવ, નમૂં જગમાત બુદ્ધી પ્રસરાવા. ૧
કર્ણ ધરો વિનતી ગણિ શર્ણ, સભા નિજ ચર્ણ વિશે નિત સ્થાપો;
બૂદ્ધિ રૂડી કરજો સઉની, વળી દૂષ્ટ કુડી જડતા ઝટ કાપો;
જ્ઞાન થવા સહુમાં વધતૂં, બખશો સુવિચાર તણો શુભ ત્રાપો;
સા'ય કરી જગદંબ સદાય, સભા મનરંજકને સુખ આપો. ૨
ભાવ થકી ભકતી શુભ દે, જપિયેં તુજ નામ તણા નિત જાપો;
દ્રષ્ટિ કૃપાનિ કરી જગદંબ મટાડ સભાસદનાં સહુ પાપો;
સંપ થવા સહુમાં વધતો તકરાર વૃથા ઉગતીજ ઉથાપો;
સા'ય કરી જગદંબ સદાય, સભા મનરંજકને સુખ આપો. ૩

**વસંતતિલકા વૃત.**

શ્રી અંબિકા ભગવતી જય વિશ્વ માત્રી, અર્જી સુણીકરે સહાય સદા વિધાત્રી;
વિદ્યા વધાર મનરંજક મંડલીમાં, મૈત્રી રૂડી અતિ નિભાવ સભાસદોમાં.૧

**દોહરો.**

કૃપા કરી જગદંબીકા, સભા તણિ કર સહાય!
કીર્તી રૂડી જગતમાં, પ્રસરાવો જગ માય. ૧

**નારાચ છંદ.**

વિશેષ સંપ સર્વદા સભા વિષે રખાવજો,
ખુશી વિષે સભાસદો સદાય તો નિભાવજો;
સુધારી બૂદ્ધિ સર્વને વિચાર શુદ્ધ આપજો,
કૃપા કરી મહેશ્વરી કુચાલ સર્વ કાપજો. ૨

**ભુજંગી છંદ.**

નમૂં અંબિકા ઈશ્વરી ભદ્રકાળી, કૃપાદ્રષ્ટિ કીજે સદા, હે કૃપાળી;
સભાને સદા શ્રેષ્ટ આનંદ આપો, સભાસદ્ સહૂનાં તમે કષ્ટ કાપો. ૧

### માલિનિ છંદ.

ભગવતિ જગદંબે, ભાવથી ભદ્રકાળી,
પ્રતિ દિવશ સભાને, સૂખ દેજો કૃપાળી;
સજન સહુ સભાના, માં સુધારો રખાવો,
નજર શુભ કૃપાની, સર્વ માથે નિભાવો. ૪

---

## શ્રી જગદંબિકાની સ્તુતિ.

### દોહરા.

જગદંબે તુજને નમી, ધરિ હૃદયમાં ધ્યાન;
અર્જ કરૂં હૂં આ સમે, તે ધરજો નિજ કાન. ૧

### હરિગીત છંદ.

જય અંબીકા જગમાત તું પ્રખ્યાત છો જગમાં ઘણી,
ગણિ દાસ, સઘળા પાશ હણીને, આશ પૂરો અમ તણી;
જય ભદ્રકાળી, જય કૃપાળી, માત બાળી, બહુચરી,
જય અંબિકા દુખ હરણ, તારણ તરણ, શ્રી વિશ્વંભરી. ૧
તું વિશ્વ કર્તા, તૂંજ હર્તા, તૂંજ ભરતા જગતની,
વળી સૂખદાતા, સત્ય ત્રાતા, તૂંજ માતા જગતની;
જય શૂળધારી, શોકહારી, માત તૂં વાઘેશ્વરી,
જય અંબિકા દુખ હરણ, તારણ તરણ, શ્રી વિશ્વંભરી. ૨
અતિ પ્રીતથી ભક્તી કરે નિત ઈંદ્ર આદિક દેવતા,
મુનિ સહસ્ર અઠાશી નિશી દિન ચરણ તારા શેવતા;
દુખ ટાળવા પોતા તણું સહુ મદદ માગે તાહેરી,
જય અંબિકા દુખ હરણ,તારણ તરણ, શ્રી વિશ્વંભરી. ૩
વળી જે હતા અતિ દૂષ્ટ, ને સંતૂષ્ટ કલેષ વિશેષમાં,
અતિ દ્વેષથી લવલેશ કેને સુખ ન દેતા દેશમાં;
તે સર્વને સંહારિયા, ન જિવાડીયા તેને જરી,
જય અંબિકા દુખ હરણ,તારણ તરણ, શ્રી વિશ્વંભરી. ૪

વળિ દૈત્ય જે જગમાં વસી, જન સર્વને દુઃખ આપતા,
અતિ પાપથી સંતાપ કરિને, શુદ્ધ ધર્મ ઉથાપતા;
તે ડોટ દઈ ચડિ ચોટ માર્યા, કોટ ગ્રહી કોપે કરી;
જય અંબિકા દુખ હરણ, તારણ તરણ, શ્રી વિશ્વંભરી. ૫
સુરરાયની કરી સા'યતા, જગમાંય શુભ આશ્રય દઈ;
દુખ કાપિને સુખ આપિયૂં, નિજ અંગથી મેહેનત લઈ;
તેં હાથ રાજ રખાવીયું તે સ્વર્ગનું કરુણા કરી,
જય અંબિકા દુખ હરણ, તારણ તરણ, શ્રી વિશ્વંભરી. ૬
તેમ તેં ઘણીવાર હરિયા ભાર ભૂ મંડળ તણો,
નિજ ભક્તને સુખ આપવા, દિલ શ્રમ તેં વેઠ્યો ઘણો,
હું મુંઢ મુર્ખ અજાણ તેથી શું કહું વરણવ કરી?
જય અંબિકા દુખ હરણ, તારણ તરણ, શ્રી વિશ્વંભરી. ૭
જય ભગવતિ માહાલક્ષ્મિ, જય કાળિકા કાલિંગણી;
જય આદ્યશક્તિ સરસ્વતિ, અધિરાજ તું જગમાં બણી;
અર્જ આ કરુણા કરી સ્વિકારજે અખિલેશ્વરી,
જય અંબિકા દુખ હરણ, તારણ તરણ, શ્રી વિશ્વંભરી. ૮
આ મનોરંજક મંડલીને સુખ દેજે સર્વદા,
તુજ આશ છે, વિશ્વાશથી ન નિરાશ કરજે તૂં કદા,
સહુ સભાસદને રાખજો દિન રાત નિજ ચરણે ધરી,
જય અંબિકા દુખ હરણ, તારણ તરણ, શ્રી વિશ્વંભરી. ૯
પરતાપને વિશ્વેશ્વરી ઝટ આપ ચરણે થાપજો,
હણિ પાપ સઘળાં મૂળથી, વળિ કષ્ટ સર્વે કાપજો;
સુણિ છંદ, આ ભવફંદ હણ, આનંદ કંદ, મહેશ્વરી;
જય અંબિકા દુખ હરણ, તારણ તરણ શ્રીવિશ્વંભરી. ૧૦

દોહરો.

સ્તુતિ કરવા જગ માતની, કે'તાં દોલતરામ;
તેથી આ કવિતા રચી, કરી દાખલ આ ઠામ. ૧૧

## શિવ સ્તુતિ.

### મનહર છંદ.

જોડિને હમેશ હાથ, શિવિયેં[1] અનાથ નાથ;
પાર્વતિ સાથ દેવ દુનીયાં તમામનો;
બ્રહ્મ ઇંદ્ર દેવ હરી, પ્રીતે નિત્ય ધ્યાન ધરી;
ફરિ ફરિ જાપ જપે, નિલકંઠ નામનો;
વેદને પુરાણ વિષે, શ્રેષ્ટ દેવ એજ દીશે;
ભ્રગૂટિ ચડાવી જેણે કીધો દાહ કામનો;
અધમ ઊધાર નાર, ભજીયેં નિશી સવાર;
કીજીયેં સદા ઉચ્ચાર, શીવ સુખ ધામનો. ૧

---

## શ્રી વૈજનાથની સ્તુતિ.

### હરિગિત છંદ.

જય જગતકારણ, ભરણ, હરણ, જય નાથ શ્રી ઉર્મીયાપતી;
જેનાં ચરિત્ર અકળ સકળ, વરણાય નહીં મુજથી રતી;
જય પંચ વદન મદન[1] અરિ, કૈલાશ સદન[2] કરી રહ્યા;
જય વૈજનાથ અનાથ ઈશ્વર દાસ પર કીજે દયા. ૧
અંગે ધરે રૂંઢમાળ ને બહુ વ્યાલ[3] ભૂષણ રીતથી,
વાદિત્ર ડમરૂ આદિ લઈ ગાયન કરે સંગીતથી;
શુભ જેહના ત્રન નયન, તે શશિ સૂર્ય ને અગ્નિ થયા,
જય વૈજનાથ અનાથ ઈશ્વર દાસ પર કીજે દયા. ૨
ત્રિશૂલને ખટવાંગ ફરશી પાસ અંકૂશ હાથમાં,
પ્રિતે પીયે વિજીયા[4], વસે બહુ ભૂત કેરા સાથમાં;
ગિરજા રહી અર્ધંગ, ગંગ જટા વિષે ધારી રહ્યા;
જય વૈજનાથ અનાથ ઈશ્વર દાસ પર કીજે દયા. ૩
વળિ શ્રષ્ટિ રચવા, પાળવા, સંહારવા, તેને ફરી,

---

૧ કામદેવ. ૨ ઘર. ૩ સરપ. ૪ ભાંગ.

રહિ આપ અલગ અખંડ રૂપે ત્રિગુણની માયા કરી;
છો આપ એક સ્વરૂપ, પણ સા વિશ્વમાં વ્યાપી રહ્યા;
જય વૈજનાથ અનાથ ઈશ્વર દાસ પર કીજે દયા. ૪
સુર અસુરે મળીને સિંધુ મથતાં નિસર્યું વિષને ડર્યા,
ભય કાપિને આપો અભય, તમ પાસ એવું ઉચર્યા;
પ્રિતે કર્યું વિષપાન તેથી નીલકંઠ બની ગયા,
જય વૈજનાથ અનાથ ઇશ્વર દાસપર કીજે દયા. ૫
શ્રેવે સદાય સુરેશ, શેષ હમેશ સહસ્ત્ર મુખે જપે;
દ્રઢ ચિત્તથી સૌ મુનિજનો તમ પામવા તપથી તપે:
તુજ તાનથી નિજ જ્ઞાન પામ્યા, તેજ મોક્ષ કર્યા ત્વયા;
જય વૈજનાથ અનાથ ઇશ્વર દાસ પર કીજે દયા. ૬
પુજે ધરી શુભ પ્રેમ વિષ્નું વિરંચી રાજ્યોપચારથી;
શુભ ધૂપ દીપ નૈવેદ દઈ, પ્રિતે કરે પછી આરતી;
અતિ ભક્તિ ભાવે પ્રતિ દિવશ તે આપ ચરણ કરે ચહ્યા;
જય વૈજનાથ અનાથ ઈશ્વર દાસ પર કીજ દયા. ૭
બ્રહ્માંડ ભાર ઉતારવા કરતાર તે કરૂણા કરી;
નિજ શક્તિથી દુષ્ટો હણી, સૌ ભુવનની પીડા હરી;
ઇતિઆદિ આપ પ્રતાપના યશ અગમ નિગમ વિષે કહ્યા;
જય વૈજનાથ અનાથ ઇશ્વર દાસપર કીજે દયા. ૮
જય પશુપતિ શિવ સાંબ પૂરો આશ દાસ પ્રતાપની,
નિજ ચરણ થાપો, પાપ કાપો, ભક્તિ આપો આપની;
જડ બુદ્ધિ જાણી ક્ષમા કીજે, દોષ જો મુજમાં રહ્યા,
જય વૈજનાથ અનાથ ઇશ્વર દાસપર કીજે દયા. ૯
સત ઓગણિશની ઉપરે શુભ વર્ષ અઠ્ઠાવીશમે,
શુભ મહાવદિ તેરશ ભૃગુ, ઉત્સવ મહા શિવરાતને;
કરી તે દિને સ્તુતિ આ પ્રતાપે પામવા શિવની મયા,
જય વૈજનાથ અનાથ ઇશ્વર દાસપર કીજે દયા. ૧૦

# विज्ञान विलाश चोपानीयां माटे करेली नवा वर्ष विषेनी स्तुति.

## सने १८७७ना वर्ष माटे.

### છપ્પય છંદ.

જય જય જ્યોતિ સ્વરૂપ, રૂપ અનુપમ ધર ઈશ્વર;
જય બહૂ રૂપ વિરૂપ, પરમ ગતિ જ્ઞાન ગુણેશ્વર;
જય જગ વ્યાપિ અનંત, એકના અંતર જામી;
જય જગજીવન પ્રાણ, પ્રાણ રક્ષક શિવ સ્વામી;
જય જય અજર અમર પ્રભૂ, અશરણ શરણ અભિષ્ટદા[1];
જય જય જસદાયક વિભૂ, કર સહાય અમને સદા. ૧

જય જય જગદાધાર, ધારિ ઉર અર્જ અજાતા;
જય જય જગસરદાર, સાર કર સદ્ય વિધાતા;
જય શીવ કરી સંભાળ, પાળ પાળક પિતુ માતા;
જય જગદેવ દયાળ, ટાળ અઘ શોક અસાતા[2];
પરમ પુરૂષ પર્માત્મ પ્રભૂ, પરમાદ્ભુત પ્રગટી કળા;
સ્તુતિ મંગળ સુણિ દેશિના, કર મંગળ મર્તા મંગળા. ૨

અતિ દુખદ ગત સાલ, ભોગવિ ભર સૈરાષ્ટે;
વડિ વડો દુકકાલ, કોલેરા આદિક કષ્ટે;
પાણિ વિના પોકાર, કારમો પડે વિશેષે;
ન હતી રતી નિરાંત, રાત દિન કષ્ટ અતિશે;
તે દુખ દૂર જરૂર થૈ, ફરિ ન દીશે દેશમાં;
કરૂણાથી તેવું કરો, કૃપાનાથ આ વર્ષમાં. ૩

કરિ વિદ્યા વિસ્તાર, દેશિ દુખ માત્ર હઠાવે;
સ્વદેશિ લહે સુખ લાભ, દાવ દુશ્મનનો નાવે;
હુન્નર કળા હજાર, દેશિ કરિ કીર્તી કમાવે;

---

૧ ઈછીત ફળ આપનાર. ૨ દુખ.

સુખદ શોધનો બોધ, સર્વ કોઈ જનને થાયે;
ઘટ ઘટ જ્ઞાન વધી રહે, પ્રેમ પ્રભુ પદ સ્પર્શમાં;
કરૂણાથી તેવું કરો, કૃપાનાથ આ વર્ષમાં. ૪

સુધરી સર્વ નૃપાળ, બાળ સમ ગણે પ્રજાને;
બધવા સુનિતિ નિશાળ, ત્યજે જાડ મોજ મજાને;
સાફ થાય ઇનસાફ, સાફ દિલ સૌકો રાખે;
ધરિ યોગ્યતા યોગ્ય, ચોગણું સુખ સૌ ચાખે;
સંપી રાજ્ય પ્રજા રહે, સ્વતંત્રતાના [1]ચર્ષમાં;
કરૂણાથી તેવું કરો, કૃપાનાથ આ વર્ષમાં. ૫

સરજો સરજનહાર, જગતમાં સજ્જન ઝાઝા;
કરજો જગ કરતાર, વિશ્વની મજબુત માજા;
ભરજો વિશ્વ ભરતાર, મેઘ વૃષ્ટિ મા માગ્યા;
દ્યો ભક્તિ ભલિ ભાત, રહે સૌ તુજમાં લાગ્યા;
સુખ શાંતિથી સર્વદા, જન વર્તે શુભ હર્ષમાં;
કરૂણાથી તેવું કરો, કૃપાનાથ આ વર્ષમાં. ૬

કર તારે કરતાર, ઝાળ ઝટ વિપત વિસરિયેં;
કરિ તારે કર તાર, તોજ ભવ પાર ઉતરિયેં;
કર તારક કરતાર, દયા દ્રષ્ટિ દિન જાણી;
કરવા સ્તુતિ કરતાર, નિત્ય દે નિર્મળ વાણી;
કર્તા નિત્ય કરતાં કૃપા, હર્તા હરે ત્રય તાપને;
કર પ્રેરક પ્રભુ પ્રેરણા, પ્રતિ દિન પરમ પ્રતાપને. ૭

---

## सने १८७८ ना वर्ष माटे.

### સવૈયા એકત્રિશાની ચાલ.

અથવા

"દીનોનાથ દયાળ દામોદર દર્શનથી દુઃખ ભાંજે છે," એ રાગની.

લાવણી.

પ્રથમ પ્રેમ ભક્તિથી પ્રણમૂં, દીનબંધુ પ્રભુ દિન દયાળ,

---

૧ રંગ.

જગ કારણ સંહારણ જગપતિ, પાળક પણ પોતેજ કૃપાળ;
અજર અમર જગ, જરા મરણ હર, હર, હરેક હકત હરનાર,
જય જય દેવ દયાળુ દયા કરિ, વર્ષ નવામાં હર્ષ વધાર.
આદિ અનાદિ અભિષ્ટદ ઇશ્વર, પરમ સુખદ પદ વંદ્યા સદાય,
હૃદય ધરિ લઘુ પદ્ય પ્રાર્થના, +સદય પ્રભુ, કર સદ્ય સહાય;
વિકટ વિપત ઝટ હણો જગતની, ઘટઘટ વ્યાપિ, વિનંતિ સ્વિકાર,
જય જય દેવ દયાળુ દયા કરિ, વર્ષ નવામાં હર્ષ વધાર. ૨
શ્રષ્ટિ નિયમ તુજ કૃત નિશ્ચળ છે, અકળ, અકલથી પણ નકળાય,
સકળ જનો અકળાય *વિકળ સમ, જો પળ તુજ નિયમો ન પળાય;
અચળ લિલા તુજછે જળ સ્થળમાં, મહીમા નભ મહિમાંય અપાર,
જય જય દેવ દયાળુ દયા કરિ, વર્ષ નવામાં હર્ષ વધાર. ૩
ગયા વર્ષમાં વિના વર્ષણે, ×કર્ષણુની ન હતી કશી આશ,
ગભરાતાં જન ઘણાં ઘરેઘર, નિરાશ થૈ ભરતાં નિશ્વાશ;
આખર દ્રષ્ટિ દયાથી શ્રષ્ટિમાં, વૃષ્ટિ કરી સુણિ કષ્ટ પોકાર,
જય જય દેવ દયાળુ દયા કરિ, વર્ષ નવામાં હર્ષ વધાર. ૪
જો ન સહાય કરત જગદીશ્વર, પાણિ વિના સૌ પ્રાણિ પિડાત,
દક્ષિણ બંગાલાદિક સમ દુઃખ, ગુજરેત ગુજરાતેં, ન જિવાત,
જળ સ્થળ જંતૂ જનો જનાવર, ક્ષુધા તરશથી થાત ખુવાર,
જય જય દેવ દયાળુ દયા કરિ, વર્ષ નવામાં હર્ષ વધાર. ૫
જળ કણ તૃણ વણ જન કળકળતાં, છતે ધને થઇને કંગાળ,
તસ્કર ત્રાસ વધ્યો તે તકમાં, કોણ કરે કેની સંભાળ;
અર્જ સુણિ કષ્ટાતા જનની, શ્રષ્ટા તેં કીધી જળધાર,
જય જય દેવ દયાળુ દયા કરિ, વર્ષ નવામાં હર્ષ વધાર. ૬
રાત દિવશ નીરાંત ન વળતી, તે તેં શાંતિ કરી જગપાળ,
પણ અંધારત હજી પ્રથમ સમ, મોસમ હોંશ વિનાની હાલ;
કાળ હણે તત્કાળ કષ્ટનો, રેસકસ છત કરિ સરેજનહાર,
જય જય દેવ દયાળુ દયા કરી, વર્ષ નવામાં હર્ષ વધાર. ૭
વિધ વિધ જ્ઞાન વધારી વિશ્વમાં, †વિધિ, વધાર વિદ્યા વિદ્વાન,

---

+દયાવાન. *ઘેલો. ×દાણા. † પ્રભુ.

ત્રિવિધ તાપ હર તું ત્રિગુણેશ્વર, વિવિધ વિભવ વર દે ભગવાન;
રિદ્ધ સિદ્ધ કર સંપૂર્ણ સ્વદેશે, ભર ભલિવિધ વિભુ ધન ભંડાર;
જય જય દેવ દયાળુ દયા કરી, વર્ષ નવામાં હર્ષ વધાર. ૮
નિર્મળ દિલથી થવા નિર્મળા, ન્યાય ઝરામાં ન્હાય નૃપાળ;
લાયક લક્ષણ લૈ તતક્ષણ, રક્ષણ કરિ, લે શુભ સંભાળ;
સંપિ, ગ્રહે સુખ રાજ્ય પ્રજા મળી, પ્રગટ પરસ્પર પ્રગટિ પ્યાર;
જય જય દેવ દયાળુ દયા કરિ, વર્ષ નવામાં હર્ષ વધાર. ૯
સુનિતિ વિષે વરતાવ સર્વને, સુમતિ વિવેક વધાર સુરેશ;
અનિતિ થતી અટકાવ ઇશ્વરા, કિર્તિ કળા કર દેશિ વિશેશ;
અભય [1]વરદ, કર અભય સર્વને, દ્રઢ પ્રતાપ પ્રભુ દે સુવિચાર;
જય જય દેવ દયાળુ દયા કરિ, વર્ષ નવામાં હર્ષ વધાર. ૧૦

---

## સને ૧૮૭૯ ના વર્ષ માટે.

### લલિત છંદ.

જય જગતપતી, પ્રાણદા પ્રભૂ, અકળ શકિતછે તાહેરી વિભૂ;
વિવિધ રૂપમાં, વ્યાપ્ત તૂ દિશે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૧
જગત કર્ણ તૂં, છો રજો ગુણેં, જગત પાળછો, સાત્વિકી ગુણેં;
જગત સંહરા, ગૂણ તામસેં, પ્રભૂ કૃપા કરો, વર્ષ આ વિષે. ૨
સકળ તત્વમાં, તત્વ તૂં ખરૂં, સર્વ સત્વમાં, તેજ તાહેરૂં;
તુજ વિના સદા, સર્વ શૂન્યછે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૩
સહુ અવશ્ય છે, તુજ વશ્યમાં, દિશ અદ્રશ્ય તૂં, વસ્તુ દ્રશ્યમાં;
નિજ પ્રકાશથી, નિત્ય [2]વિલસે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૪
જગત જીવના, જીવ છો તમે, તુજ કૃપા થકી, જીવિયે અમે;
દ્રઢ સહાય છો, તૂં દિવાનિશે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૫
અખિલ નાથ છો, શ્રી નિરંજના, નિખિલ દેવના દેવ ચિદ્ઘના;
સુખ રૂપેં સદા, સર્વમાં વસે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૬
પ્રભુ અનાદિ તૂં, આદિ ઇશ્વરા, વિભવદા[1] સદા, શ્રી વિશ્વંભરા;

---

૧ વર (વચન) આપનાર. ૨ ખીલે.

સર્વે લીન છે, તાહરે વિષે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૭
અકળ કિર્તિ છે, ઇશ તાહેરી, સકળ ભમિમાં, ભાળિયે ભરી;
અકલ કોયની, ત્યાં ન પોચશે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૮
અરજ આ કરૂં, ગર્જવાન હૂં, [1]લર્જના ધરૂં, સરજનાર તૂં;
વર્ણી દોષ દ્યો, દિલ એ વિષે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૯
દુખ દુકાળનું, પે'લથી હતું, અધિક કષ્ટ સૌ એથિ પામતું;
તૃણ અનાજ ને, [3]તોયની ચિસે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૧૦
જન જનાવરો, ઝૂરીને ઘણાં, ભુખ તૃષ મુવાં, રૈ નહીં મણા;
હજુ સંભારતાં, હૈયું હિલસે, પ્રભુ કૃપા કરો વર્ષ આ વિષે. ૧૧
કરૂણ દ્રષ્ટિથી, વૃષ્ટિ તેં કરી, જળ તૃણેં ભલી, ભૂમિ તેં ભરી;
પણ દશા હજી, દોયલી દિશે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૧૨
કળકળાવિયાં, કોલેરા વધી, અધિક આવિયાં ટિડડાં ચડી;
જ્વર જોરાવરી, ડાઢથી દિશે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૧૩
મટિ નથી હજી, તો મોંઘાવરી, મટી નથી હજી, તો મરામરી;
નથી જણાતું જે, શું હજી થશે? પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૧૪
શર્ણ કો નથી, હે હરી હવે, મર્ણ રાખતું, દાત્રિયેં દવેં;
વર્ણવે વધુ, પાર નાવશે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૧૫
કર કૃપા નિતી, ગ્નાન તો વધે, કર કૃપા ખુશી, દેખિયે બધે;
કર કૃપા હવે. ખેદ તો ખશે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૧૬
કર કૃપા વધે, દેશની કળા, કર કૃપા મટે, દેશ દુર્બળા;
કર કૃપા સદા, કષ્ટ વામશે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૧૭
હળિ મળી વસે, રાજ્ય ને પ્રજા, પરસ્પર મળી, મેળવે મજા;
શુભ કૃપા કરી, જો તું પ્રેરશે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૧૮
કરિ અનાજ સૌ, સસ્તી કીમતેં, રસ સમ્રગની, રિદ્ધિ રેલજે;
દર્દ સૌ હણી, ઉદ્યમ આપજે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૧૯
કરગરો વધુ, શું હવે કહૂં.! શુભ ગુજારજે, વષ આ નવું;
તુજ પ્રતાપથો, સૌ સુખી થશે, પ્રભુ કૃપા કરો, વર્ષ આ વિષે. ૨૦

---

૧ વૈભવ દેનાર ઇશ્વર. ૨ કાલાવાલા. ૩ પાણી.

# सने १८८० (संवत १९३६)ना वर्ष माटे.

### હરિગિત છંદ.

જય ઈશ આદિ અનાદિ, જગસુખકારી, કાર્ણ અખંડ તૂં;
જય દેવ જગ પ્રતિપાળ, પરમ કૃપાળ, પાળ બ્રાંહ્મડ તૂં;
જય જય જગત સ્થિતિ લય કરો, વિભુ વિગતથી અવિકારછો;
સુખકારિ વર્ષ નવું થવા, વિશ્વેશ, વિઘ્ન વિદારજો. ૧

જય સત્ય જ્યોતિ સ્વરૂપ, નિર્મળ તેજ તત્વ અનૂપછો;
બહૂ રૂપમાં બહુ રૂપિ થૈ, પ્રભુ વ્યાપ્ત તોય [1]વિરૂપ છો;
બહુ નામિ, અંતરજામિ, સહુ જગસ્વામિ, એક અપારછો;
સુખકારિ વર્ષ નવું થવા, વિશ્વેશ, વિઘ્ન વિદારજો. ૨

જય વિશ્વ જન્મ વિનાશ કર્તા, આપ અજ અવિનાશ છો;
પ્રેરક પ્રગટ ઘટ ઘટ પ્રભુ, પરમાત્મ પરમ પ્રકાશ છો;
સર્વેશ, સર્વાધાર, અધમ ઉધારનાર, ઉદારછો;
સુખકારિ વર્ષ નવું થવા, વિશ્વેશ, વિઘ્ન વિદારજો. ૩

જય ઈષ્ટદેવ, અભિષ્ટ દાયક, નાથ નિત્ય નિરંજના;
જય અગમ નિગમ અગમ્ય, પૂરણ બ્રહ્મ ચૈતન્ય ચિદ્ઘના;
સૌ સૃષ્ટી પ્રાણિ પદાર્થનોજ સ્વતંત્ર તું સરદારછો;
સુખકારિ વર્ષ નવૂં થવા, વિશ્વેશ, વિઘ્ન વિદારજો. ૪

ગત વર્ષ મહત મોંઘારતે, અતિ વિપતમાં ન હતી મણા;
જ્વર મર્કિ આદિક દર્દથી, ગત નારિ મર્દ થયાં ઘણાં;
જગરાય જો ન સહાય હત, તું થાત જગ સંહારતો;
સુખકારિ વર્ષ નવૂં થવા, વિશ્વેશ વિઘ્ન વિદારજો. ૫

ભુખ દૂખથી [2]જલધાર ભરતાં, જોઈ કરિ [3]જળધાર તેં,
ઉપજાવ્યું અધિક અનાજ ત્યમ, આરોગ્યતા વિસ્તારજે;
વર્ષારૂતે આ વર્ષમાં વરશાદ, શુભ વરશાવજો;
સુખકારિ વર્ષ નવૂં થવા, વિશ્વેશ, વિઘ્ન વિદારજો. ૬

શુભ રાષ્ટ્ર સમ સૌરાષ્ટ્રમાં, વિદ્યા ગુણો વધતા થવા;

---

૧ રૂપ વગરના. ૨ આંસુ. ૩ વરશાદ.

અજ્ઞાન ને આળસ હણો, શુભ હુન્નરો વધવા નવા;
ગુજરાતની દિનરાત, દીશતી માત્ર વિપત મટાડજો;
સુખકારિ વર્ષ નવૂં થવા, વિશ્વેશ, વિઘ્ન વિદારજો. ૭
કરૂણાળુ કર કરૂણા નજર, તો દેશિ જન ધન મેળવે;
કરૂણાળુ કર કરૂણા નજર, તો દેશિ જન જર જાળવે;
કરૂણાળુ કર કરૂણા નજર, નૃપ વસ્તિ નેહ વધારજો;
સુખકારિ વર્ષ નવૂં થવા, વિશ્વેશ, વિઘ્ન વિદારજો. ૮
વર્તાવ સુનીતિ વિશ્વમાં, સુખ ભવ્ય ભવમાં પામવા;
ઉદ્યોગ યોગ્ય વધાર અનુકુળ, આપ યોગ્ય રૂતુ હવા;
સુખ શાંતિ વધવા વસ્તિમાં, સુવિવેક વૃતિ વધારજો;
સુખકારિ વર્ષ નવૂં થવા, વિશ્વેશ, વિઘ્ન વિદારજો. ૯
પ્રીતેં પ્રતાપી પ્રભૂ તને, સૌ સાથ અર્જ કરી નમે;
લે ધ્યાનમાં ધન ધાન્ય વધવા, ધ્યાન દ્રઢ ધરિયેં અમે;
ત્રિગુણેશ ત્રિગુણાત્મેં પ્રજાના, ત્રિવિધ તાપ નિવારજો;
સુખકારિ વર્ષ નવૂં થવા, વિશ્વેશ, વિઘ્ન વિદારજો. ૧૦

---

## सने १८८२ ना वर्ष माटे.

### માલિનિ છંદ.

જય જય જગધાતા[1], સર્વ સંપત્તિ દાતા,
સકળ ભુવન ત્રાતા, સર્વના તાત માતા;
અજ અમર લખાતા, સદ્ય અર્જી સ્વિકારો,
પ્રભુ વરશ નવામાં, સૂખ શાંતિ વધારો. ૧
અકળિત તુજ માયા, માત્ર તેમાં મુંઝાયા,
[2]જનક [3]જનનિ [4]જાયા, ભ્રાત ભગિનિ મનાયા;
ભુલિ સરવ ભ્રમાયા, ખાય ગોથાં ગમારો,
પ્રભુ વરશ નવામાં, સૂખ શાંતિ વધારો. ૨
બળવત બળહારે, વિજ્ઞ વિદ્યા વિસારે,

---

૧ જગકર્તા. ૨ બાપ. ૩ મા. ૪દીકરી.

ધિરેજ ધિર ન ધારે, જો કૃપા તૂં ન ધારે;
પ્રભુ તું નિશિ સવારે, સર્વને પ્રેરનારો,
પ્રભુ વરશ નવામાં સૂખ શાંતિ વધારો. ૩

પરમ પુરૂષ પોતે, છો તમે વિશ્વ વ્યાપી,
પ્રગટ ઘટઘટે તે, કો ન જાણે તથાપિ;
અઘટિત ઘટનામાં, કેમ સૂઝે કિનારો,?
વિભુ વરશ નવામાં, સૂખ શાંતિ વધારો. ૪

મહત કૃત તમારાં, જીવથી ના જણાયે,
પ્રભુ પરમ મહીમા, કોણથી કહિ શકાયે;
નહિ તુજ પ્રભુતાનો, વેદથી ભેદ ન્યારો,
વિભુ વરશ નવામાં, સૂખ શાંતી વધારો. ૫

પ્રભુ તુજ પ્રભુતાથી, સૂર્ય નિત્યે પ્રકાશે,
ત્યમ નિશિ [1]તમ નાશે, [2]ઇંદું કેરે ઉજાસે;
વન્હિ [3]સલિલ વાયૂ, સર્વ તૂં સર્જનારો,
વિભુ વરશ નવામાં, સૂખ શાંતિ વધારો. ૬

ભલિ વિધ ભણિ બ્રહ્મા, ઇંદ્ર આદિ વિરામે,
ગણિ ગુણ ગણરાજા, ભારતી ભાર વામે;
અલ્પ મતિ અમારી, વર્ણવે શૂં વિચારો,?
વિભુ વરશ નવામાં, સૂખ શાંતિ વધારો. ૭

કર નજર કૃપાની, સર્વ આરોગ્ય રે'વા,
વિવિધ વિભવ કેરો, યોગ્ય આનંદ લેવા;
કર પરમ કૃપાથી, દેશમાં સૌ સુધારો,
વિભુ વરશ નવામાં, સૂખ શાંતિ વધારો. ૮

અનુકુળ રૂતુ વરતે, યોગ્ય વરશાદ આવે,
હિતથિ સુત સુતાને, તાત માતા ભણાવે;
સકળ નૃપ પ્રજામાં, સંપ બંધાય સારો,
વિભુ વરશ નવામાં, સૂખ શાંતિ વધારો. ૯

સરસ હરશ હોંશે, ઊદ્યમે દેશિ લાગે,

---

૧ અંધારૂ. ૨ ચંદ્ર. ૩ પાણી.

પ્રતિદિન જન પ્યારો, હુન્નરો યોગ્ય જાગે;
બહુ વિધ બહુ [1]રાષ્ટ્રે, થાય સૌરાષ્ટ્ર પ્યારો,
વિભુ વરશ નવામાં, સૂખ શાંતિ વધારો. ૧૦
અધિક સહુ સ્વદેશિ, દેશનૂં માન રાખે,
ચતુર કરિ ચરિત્રો, લક્ષધા લાભ ચાખે;
પ્રભુ પરમ પ્રતાપે, સર્વથા દેશ તારો,
વિભુ વરશ નવામાં, સૂખ શાંતિ વધારો. ૧૧

---

# निरंजन निराकार इश्वरनी स्तुति.

## ('स्वदेशहित प्रकाश' ने वास्ते बनावेली.)

### સવૈયા.

શ્રી અવિનાશ પ્રકાશ રૂપે રહિ, આ સઉ શ્રષ્ટિ હરે નિરમે;
જંતુ અનંત પ્રકાર તણા, ખગ ને [2]નગ [3]પન્નગ ક્રોડ ગમે;
સ્થાવર જંગમ પ્રાણિ પ્રદારથ, જેનિ સત્તા થકિ થાય સમે;
તે કર્તાર અપાર પરાક્રમિ, જાણિ પ્રતાપ પ્રિતે પ્રણમે. ૧
ઇશ અનાદિ અખંડ સ્વરૂપ, અસત્ય પ્રપંચથિ આપ પરા;
ભોગવવા સુખ ભોમ રચ્યા, અંન ને ધન તેં ધરનાર ધરા;
સૂરજ ચંદ્ર ગ્રહોનિ ગતી, રતિ જાણિ શકાય ન જેની ત્વરા;
જંગલ ઝાડ વસેલ ઉજાડ, સુકાય ભરાય સુનીર ઝરા. ૨
જેની સત્તાથી મરે જનમે સહુ, પ્રાણિ અને બહુ નારિ નરા;
કાળ જુગો બદલાય, અને બદલે વય બાળ યુવાનિ જરા;
જે થકિ થાય છુપાય અહોનિશ, તાપ ટહાડ સુમેઘ કરા;
તે પ્રભુ કલેષ હરિ કરૂણા કરિ, દે દિલમાં સુવિચાર ખરા. ૩
જેની સત્તાથિ રૂતૂ પલટે, શરદી શિત ગ્રિષ્મ વસંત વૃષા;
જેથિ અચિત ટળે જગમાં નિત પ્રાણિ, તમામની ભૂખ તૃષા;
જેનિ સત્તાથિ થયા નિરમાણ, મહી નભ[4] સાગર ખૂણ દિશા;

---

[1] દેશ. [2] પર્વત. [3] સર્પ. [4] આકાશ.

તે જગરાય સહાય વિના નવ, કોઇયિ થાય ઉપાય કશા. ૪
ઇશ અખંડ કૃપા કરતો, જન દેશિ અગ્યાન થકી ઉગરે;
ઇશ અખંડ કૃપા કરે તો, જન આળસ છાંડી ઉદ્યોગ કરે;
ઇશ અખંડ કૃપા કરે તો, જન દુષ્ટથિ કો ન દબાઇ મરે;
ઇશ અખંડ કૃપા કરે તોજ, સ્વદેશિ સ્વતંત્ર થઇ વિચરે. ૫
ઇશ અખંડ કૃપા કરતો, જન પ્રીતથિ નિત્ય સ્વધર્મ ધરે;
ઇશ અખંડ કૃપા કરે તો, તક સૂચક ગ્રંથ ઘણાં પ્રસરે;
ઇશ અખંડ કૃપા કરે તો, મહિનાથનિ સાથ પ્રજા સુધરે;
દેશ અને પરદેશ વિશેષ, સ્વદેશનું હીત પ્રકાશ કરે. ૬
ઇશ અખંડ કૃપા કરતો, શુભ મંડનમાં મુજ દેશિ ઠરે;
ઇશ અખંડ કૃપા કરતો, તુજ દંડથિ દુષ્ટ તમામ ડરે;
ઇશ અખંડ કૃપા કરતો, કદિ ખંડન ન્યાય ન થાય ખરે;
ઇશ અખંડ કૃપા કરતો, ભવ તાપ પ્રચંડ પ્રતાપ તરે. ૭

---

# जामनगरनी प्रार्थना समाजमां आपेला विषयोमां दाखल करेली स्तुति.

## आंक १ लो.

### શાર્દૂલ વિક્રિડિત છંદ.

વિશ્વાધાર વિભો વિરાજિત સદા, વિશ્વેશ વિશ્વેશ્વરા;
સાંધૂ સૂર્ય શશી ગ્રહો નભ ગિરી[1] તૂં ધારનારો ધરા;
પામૂં તારિ દયા દયાળુ દ્રઢ તો, આ દૂખથી ઉગરૂ;
જો તું વિશ્વપતી સહાય કરતો, તેથી ભવાબ્ધિ[2] તરૂ. ૧
અષ્ટા તેં સરજી સુપંથ પળવા, દીધો નિતી કાયદો;
ત્યાગી મારગ તે કુપંથ વિચર્યો, વીસારીને વાયદો;
ઠેસો ખાઇ ઠગાઇ તોય ચિતમાં ચેતિ ન તેથી ફરૂં;

---

૧ પર્વત. ૨ સંસારરૂપી સમુદ્ર.

જો તૂં વિશ્વપતી સહાય કરતો, તેથી ભવાબ્ધિ તરૂં. ૨

મીથ્યા મોહ તણિજ જાળ જનને ઝાલી લિએ ઝડપથી;
બીજી જાળ કપાય કાતર વડે, કાપે ન આ કર્વતી;
ભ્રમણાથી ભરપૂર ક્રૂર થઇને, કૂડા વિચારો કરૂં;
જો તૂં વિશ્વપતી સહાય કરતો, તેથી ભવાબ્ધિ તરૂં. ૩

ફાંસી માંય ફસાઇ ભાઇ ભગિનિ[1], બંધુ પિતા માતને;
સ્વાર્થો સાધ્ય કર્યા પછી તરત તે, ત્યાગૂં મૂલાકાતને;
ભૂલો થૈ ભટકૂં સદા ભવ વિષે, કૃત્યો કૂડાં આદરૂં;
જો તું વિશ્વપતી સહાય કરતો, તેથી ભવાબ્ધિ તરૂં. ૪

સ્વાર્થી થૈ ભમતો સદા જગતમાં, પરમાર્થ રાખી પરો[2];
શાંતીનૂં સુખ પામવા નહિં કદી, શોધ્યો કશો આશરો;
મીથ્યા માન ધરી, ભરૂં ગજ ઘણાં, આપૂં તસૂ નૈં પુરૂં;
જો તૂં વિશ્વપતી સહાય કરતો, તેથી ભવાબ્ધિ તરૂં. ૫

બાલાપણ જેને જુવાનિ ઝબકે, જુસ્સા સહૂ જાગતા;
લાગે જારિ જુગારિ આદિક વિષે, ભક્તી થકી ભાગતા;
ઝાંખૂ જોબન થૈ વૃદ્ધાપણ વધે, તૃષ્ણા ન ટૂંકી કરૂં;
જો તૂં વિશ્વપતી સહાય કરતો, તેથી ભવાબ્ધિ તરૂં. ૬

લૂચ્યા લે જન લાંચ, આંચ દૈને ઇનસાફના કામમાં;
વિશ્વાસૂ જનથિ હું તેમ વરતી, ધૂતો ધરૂં ધામમાં;
સાચો ધર્મ તજી, અધર્મ પકડી, ખોટૂં ઠરાવૂં ખરૂં;
જો તૂં વિશ્વપતી સહાય કરતો, તેથી ભવાબ્ધિ તરૂં. ૭

ઇત્યાદિક અનેક છેક કહું શૂં,? કૃત્યો કૂંડાં જે બને;
માટે થાય કૃપા હમેશ તુજની, તો સૂખ આવે મને;
પાળો બાલક જાણિ, પાળક તમે, અલ્પજ્ઞ શૂં ઓચરૂં;?
જો તૂં વિશ્વપતી સહાય કર તો, તેથી ભવાબ્ધિ તરૂં. ૮

દેજો મિત્ર સદા પવિત્ર મતિના, સત્સંગમાં સામટા;
જેથી જાય અજ્ઞાન, થાય ચિતમાં સજ્ઞાન ધાટી ઘટા;
ગાવા આપ પ્રતાપનાં કિર્તનો, દે શક્તિ ભક્તી કરૂં;

---

૧ બેન. ૨ અલગ, જુદો.

જો તું વિશ્વપતી સહાય કર તો, તેથી ભવાબ્ધિ તરૂં. ૯

---

# આંક ૨ જો.

## લાવણી.

"દિનોનાથ દયાળ દામોદર દરશનથી દુઃખ ભાંગેછે, એ ઢબની."
જય જય જય જગનાથ નિરંજન, ભયભંજન, ભવ ભીતિ હરો, ટેક.
પ્રથમ પ્રભુપદ [૧]પંકજ પ્રણમું, બ્રહ્મ વિષ્ણું શિવ ગણી સરખા;
નિર્ગુણ છો પણ સગુણ સ્વરૂપે ધ્યાન ધરી નિત કરૂં નિરખા;
ત્રિગુણાત્મક માયા સૌ તારી, તૂં પ્રભુ એક અખંડ ખરો;
જય જય જય જગનાથ નિરંજન, ભય ભંજન, ભવ ભીતિ હરો. ૧
આશ પુરણ અવિનાશિ ઈશ્વર, સરજી આ સઘળી સૃષ્ટી;
બાળક સમ પાળોછો જગદીશ્વર, કરિ કૃપાળ કરૂણા દ્રષ્ટી;
ઈશ અનાદિ અનંત સ્વરૂપિ, જોતાં જગ સૃષ્ટા જબરો;
જય જય જય જગનાથ નિરંજન, ભય ભંજન, ભવ ભીતી હરો. ૨
કષ્ટ હરણ, કર્તાર કૃપાળુ, અધમ ઓધારણ આ ભવથી;
તારણ તરણ, ઉગારણ [૨]અઘથી, તાપ નિવારણ પૂજ્ય પતી;
આપ પ્રતાપ અમાપ અનોપમ ઈશ્વર, આ જગમાં પ્રસર્યો;
જય જય જય જગનાથ નિરંજન, ભયભંજન, ભવ ભીતિ હરો. ૩
માહેશ્વર સૌમાં વસનારા, પ્યારા પ્યાર અપાર ધરી;
સાર અસાર સુઝાડ સર્વને, દે સુવિચાર હજાર હરી;
જગ સરદાર અપાર પરાક્રમિ, પાર વિના ઉપકાર કર્યો;
જય જય જય જગનાથ નિરંજન, ભયભંજન, ભવ ભીતિ હરો. ૪
પ્રભુ નિત પુષ્પ સુગંધી પેઠે, રૂપ અદ્રશ્ય રહ્યું તારૂં;
પ્રગટ પ્રકાશ [૩]પુંજ પ્રભુતાનો પરખી મન હરખે મારૂં;
શકય ન હૂં કિરતી રતિ કે'વા, અલ્પમતિ અજ્ઞાન ભર્યો;
જય જય જય જગનાથ નિરંજન, ભયભંજન, ભવ ભીતિ હરો. ૫

---

૧ કમળ. ૨ પાપ. ૩ ઢગલો.

આપ અમાપ ગતી અનુભવતાં, મનશક્તિ જનની હારે;
પાર લગાર ન પામે પંડિત, ફોકટ સૌ ફાંફાં મારે;
અગમ [1]નિગમ અનમાન કરે, પણ આખર ઇશ અપાર ઠર્યો;
જય જય જય જગનાથ નિરંજન, ભયભંજન, ભવ ભીતિ હરો. ૬
પરમ પુરૂષ મંગળફળ દાતા, જગ પિતુમાત તથા ત્રાતા;
સુખશાતા દાતાર દયાળુ, ભવ ભરતાર, ભગત ભ્રાતા;
પ્રાણજીવન પ્રભુજી પ્રખ્યાતા, પાપ પ્રપંચથી રાખ પરો;
જય જય જય જગનાથ નિરંજન, ભયભંજન, ભવ ભીતિ હરો. ૭
વિશ્વેશ્વર લાયક વરદાયક, ગાયકથી ન ગણાય ગતી;
અજી સહાયક વિઘ્ન નસાયક, જગનાયક દાયક મુક્તી;
ન્યાય નીતી વરતાવ વિશ્વમાં, દ્રષ્ટિ દયાનિ દયાળ કરો;
જય જય જય જગનાથ નિરંજન, ભય ભંજન ભવ ભીતી હરો. ૮
પુર્ણ પ્રકાશ કરે શશિ સુરજ, તે સૌ તેજ વડે તારા;
પૂરણ બ્રહ્મ પરભૂ પરમેશ્વર, કુર વિચાર હરો મારા;
પૂરણ ભક્તિ થવા તુજ પદમાં, દુર્ગુણ દૂર જરૂર કરો;
જય જય જય જગનાથ નિરંજન, ભયભંજન, ભવ ભીતિ હરો. ૯
પુરૂષોતમ પ્રિતીથી પૂરણ, આ અરજી ઊરમાં ધરશો;
દ્રઢ પ્રતાપ વિશ્વાશ તમારો, દાસ નિરાશ નહીં કરશો;
પ્રેરક પ્રભુ કર સરસ પ્રેરણા, [2]પતવા પંથ અતી અઘરો;
જય જય જય જગનાથ નિરંજન, ભયભંજન, ભવ ભીતિ હરો.૧૦

---

### છંદ મહિદીપની ચાલ.

અષ્ટિ કરણ ભરણ હરણ ઓ દયાળૂ દેવા;
પ્રાર્થના સ્વિકારિ માનિ લે અમારિ શેવા;
તારનાર દેવ તું, પ્રભુ હું પુરણ પાપી;
કરિ કૃપા કૃપાળુ પાળ, ઓ પ્રભૂ પ્રતાપી. ૧
વેદને પૂરાણમાં પ્રભુ પ્રમાણ પૂરૂં;

---

૧ વેદશાસ્ત્ર. ૨ કાપવા.

સારનું તૂં સત્વ તેજ તત્વ નૈં અધૂરૂં;
નમિયે ગણિ નાથ શીશ હાથ સદા સ્થાપી;
કરિ કૃપા કૃપાળુ પાળ, ઓ પ્રભૂ પ્રતાપી. ૨
જગતમાં [1]કરાળ જાળ જે [2]અવ્યક્ત કેરી;
ઝડપે જન માત્ર દિવશ રાત્રમાં [3]નમેરી;
પારખે ન પાત્ર કે કુપાત્ર તે કદાપી;
કરિ કૃપા કૃપાળુ પાળ, ઓ પ્રભૂ પ્રતાપી. ૩
જ્યારે જીવ જન્મી જાડ ઝંખનાથી લાગે;
ઇંદ્રના સમાન આપ [4]ઈંદ્રિયાર્થે માગે;
હારિ જાય [5]કાય ને, ન કાય તે કદાપી;
કરિ કૃપા કૃપાળુ પાળ, ઓ પ્રભૂ પ્રતાપી. ૪
ભર્મર્યો ભ્રમાઈ વિશ્વ વેદના ન વામ્યો;
તું થકી અજાણ રહી, હજાર હાણ પામ્યો;
શર્ણ રાખ સદા વિશ્વનાથ વિશ્વ વ્યાપી;
કરિ કૃપા કૃપાળુ પાળ, ઓ પ્રભૂ પ્રતાપી. ૫
વાસ પાસ કાપિ ઇશ આશ સર્વ પૂરો;
દ્રઢ પ્રતાપ આપનો ન આશરો અધૂરો;
પાપથી બચાવ તુર્ત તાપ ત્રિવિધ કાપી;
કરી કૃપા કૃપાળુ પાળ, ઓ પ્રભૂ પ્રતાપી. ૬
ખોટિ આશથી ઉપાશના કરી ઘણેરી;
તે પ્રભુ હરો હવે કુવાસના અનેરી;
દોષનો ન આણિ રોષ દાસ છાપ છાપી;
કરિ કૃપા કૃપાળુ પાળ, ઓ પ્રભૂ પ્રતાપી. ૭
છે વિશ્વાશ દાસને નિરાશ થૈ ન રે'વા;
ધી સુધારી દે વિચાર શ્રેષ્ટ દેવ દેવા;
નિત્ય પ્રતાપ આપની અનૂપ ભક્તી આપી;
કરિ કૃપા કૃપાળુ પાળ, ઓ પ્રભૂ પ્રતાપી. ૮



---

૧ ભયંકર. ૨ માયા. ૩ નિરદય. ૪ ઇંદ્રિનાં સુખ. ૫ શરિર.

# अंक ३ जो.

### તોટક છંદ.

પ્રણમૂં પરમેશ મહેશ પ્રભૂ, પ્રભુ તારિ કૃપા થકિ નિત્ય નભૂં;
ન ભુમી નભથી નકિ તૂં નકરો, પરમેશ્વર ક્લેષ હમેશ હરો. ૧
વિનવૂં જગનાથ અનાથ વિભૂ, [1]વિભુતી રતિયેં ન કળાય પ્રભૂ;
પ્રભુતાથિ પ્રતાપ અમાપ ખરો, પરમેશ્વર ક્લેષ હમેશ હરો. ૨
જગરાય સહાય હરો વિપતી, પતિ સદ્ય સહાયક સૂકિરતી;
કિરતી ન શકે કળિ કારિગરો, પરમેશ્વર ક્લેષ હમેશ હરો. ૩
પ્રભુ આદિ અનાદિ અગાધ ગતી, ગતિ ગ્રાહ્ય ગુણતિત પ્રાણપતી;
પતિ તાર ભવાબ્ધિ અતી અઘરો, પરમેશ્વર ક્લેષ હમેશ હરો. ૪
જગજીવન જીવન પ્રાણ તમે, અઘથી ભરપૂર અજ્ઞાનિ અમે;
પ્રિતિથી વરતાવ તું નારિ નરો, પરમેશ્વર ક્લેષ હમેશ હરો. ૫
જગતાત સદા સુખદાત તમે, તમને પ્રભુ પ્રાણિ તમામ નમે;
જગ વ્યાપિ ચરાચરમાં વિચરો, પરમેશ્વર ક્લેષ હમેશ હરો. ૬
સચરાચર આ સઉ સ્રષ્ટિ વિશે, જગ થાપ ઉથાપક તૂંજ દિશે;
તુજથી ગજ માંખિ અને મછરો, પરમેશ્વર ક્લેષ હમેશ હરો. ૭
ગતિવંતનિ તૂં ગુણવાન ગતી, મતિવાનનિ તૂંજ મહાન મતી;
વિરતી[2] વણ, માન્ય કરી મજરો[3], પરમેશ્વર ક્લેષ હમેશ હરો. ૮
સમજાવ સદા, શિવ ન્યાય નિતી, વરતાવ સદા જગમાં સુરિતી;
વિગતેથિ વધાર સુજ્ઞાન ઝરો, પરમેશ્વર ક્લેષ હમેશ હરો. ૯
ભવ તારિ તું પાર ઉતાર પ્રભો, સુખ વૈભવમાં ન ભુલાય વિભો;
પ્રભુ ભક્તિ પ્રતાપ સદા ઘટ રો', પરમેશ્વર ક્લેશ હમેશ હરો.૧૦

---

# अंक ४ थो.

### નારાચ છંદ.

નમૂં અનાથ નાથ હૂં હમેશ હાથ જોડિને;

---

૧ મોટાઈ. ૨ વિશ્રામ. ૩ પ્રણામ.

વિશ્વાસ છે વિશ્વેશ્વરા, ન નાખશો વછોડિને;
વિનંતિ આ સ્વિકારિને, સદા સુબૂદ્ધિ આપજો;
દયા કરી દયાઘના સદાય શર્ણ સ્થાપજો. ૧

ન જેહનો સુરેશ શેષ લેશ પાર પામિયા;
વિશેષ વર્ણવે મુની વિરામથી વિરામિયા;
અમીત તેથિ માનું આપ માપથી અમાપ છો;
દયા કરી દયાઘના[1] સદાય શર્ણ સ્થાપજો. ૨

અખંડ દેવ તુ વિના ન કોઈ ખંડ ખંડમાં;
વિચારવાથિ ભાસ તું ભલી વિધે બ્રહ્મંડમાં;
ક્ષમા અખંડ રાખિને પ્રચંડ પાપ કાપજો;
દયા કરી દયાઘના સદાય શર્ણ સ્થાપજો. ૩

પ્રત્યેક પ્રાણિને વિશેષ નેક સૂખ પામવા;
અન્યાં અનેક સાધનો વિવેકથી વિરામવા;
દરેકનાં હરેક વખ્ત સખ્ત કષ્ટ કાપજો;
દયા કરી દયાઘના સદાય શર્ણ સ્થાપજો. ૪

પ્રભૂ કૃપા તમારિથી સુઆશ પાર પામિયેં;
પ્રભૂ કૃપાથિ વિશ્વ મધ્ય વેદના વિરામિયેં;
પ્રભૂ કૃપાથિ તૂતમાં ટળે ત્રિવોધ તાપ તો;
દયા કરી દયાઘના સદાય શર્ણ સ્થાપજો. ૫

અપાર ઉપકાર વર્ણવાય નૈં વખાણથી;
કરોછ ઇશ વારવાર, શૂં લખૂં લખાણથી?;
અપાર પ્યારથી સદા વિચાર શ્રેષ્ટ આપજો;
દયા કરી દયાઘના સદાય શર્ણ સ્થાપજો. ૬

દયાળુ દેવ તાહરી દયા હમેશ હોય તો;
કરાય કાર્ય સર્વથા નડે ન વિઘ્ન કોય તો;
ભવાબ્ધિ તો તરાય, દેવ દાસ છાપ છાપજો;
દયા કરી દયાઘના સદાય શર્ણ સ્થાપજો. ૭

પ્રભૂં! તું પાળિ પ્રાણિ સર્વને બચાવ પાપથી;

---

[1] દયાસાગર.

મુનીશ્વર બગાડિને ઉગારિ લે ઉતાપથી;
પ્રતાપ આપથી અનૂપ ભક્તિદાન આપજો;
દયા કરી દયાઘના સદાય શર્ણ સ્થાપજો. ૮

---

## अंक ५ मो.

### છંદ ભુજંગી.

નમૂં દેવ [1]દક્ષિણાખ્ય દાતા દયાળ, વિધાતા વિભો [2]શાસ્વતા વિશ્વપાળ;
નચિંતા નિરાકાર ને નાવિકારી, પ્રભુ! પાપથી આપ લીજે ઉગારી. ૧
શિવઃ શાંતિ કર્તા, પ્રભો પ્રાણિભર્તા, ધરા ધાન્ય ધર્તા, હરી શ્રષ્ટિ હર્તા;
દિનાનાથ દેવાધિ દેવા [3]દુખારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી. ૨
પરંબ્રહ્મ પુર્ષોત્તમા પૂર્ણ રૂપ, ગુણાતીત [4]ગોતીત જ્યોતી સ્વરૂપ;
સદાશીવ હ્યો આપદાથી ઉગારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી. ૩
અજાતા અવીનાશિ વિશ્વાશીભૂપ, સદા શાંત શ્રી નીર્વિકલ્પ સ્વરૂપ;
નિજાનંદ આનંદદાતા [5]અઘારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી. ૪
પરાનંદ પર્માત્મ દેવા પરેશ, મહારાજ રાજેશ્વરા શ્રી મહેશ;
કળાતીત તારી કળા નિત્ય ન્યારી, નમૂં હૂં સદા શ્રી પ્રભુ! પાપહારી. ૫
જગન્નાથ જાુક્તીપતી શ્રષ્ટિ શ્રષ્ટા, જગત્જીવના, જીવનાં કષ્ટ ન
દયા સાર સીંધો સદા સદ્વિચારી, નમૂં હૂં સદા શ્રી પ્રભૂ! પાપહારી. ૬
સદા વિશ્વ વ્યાપી અનંતા અનૂપ, જગાધીપતી વિશ્વરૂપા વિરૂપ;
[6]વિવેકાબ્ધિ શંભો મહા મત્સરારી[7], નમૂં હૂં સદા શ્રી પ્રભૂ! પાપહારી. ૭
નમૂં નીર્જરા નિર્મળા નિત્ય નામ, અનાદીશ્વરા શ્રીવરા પૂર્ણકામ;
કૃપાળૂ કૃપા રાખજો નિત્ય જારી, નમૂં હૂં સદા શ્રી પ્રભૂ! પાપહારી. ૮
ચિદાનંદ નીરંજના વિશ્વસ્વામી, સદા સર્વને સર્વદા સર્વગામી;
હરો વિશ્વની મોહ માયા અટારી, નમૂં હૂં સદા શ્રી પ્રભુ! પાપહારી. ૯
કૃપાધીશ વિશ્વેશ્વરા વિશ્વ ત્રાતા, સદાનંદ સૌ પ્રાણિને પ્રાણદાતા;
જગદ્વંદ્ય સર્વજ્ઞ કલ્યાણકારી, નમૂં હૂં સદા શ્રી પ્રભૂ! પાપહારી. ૧૦

---

૧ દક્ષિણમાં મુખ્ય છે જેનું એવા. ૨ નિત્ય હાજર એવા ઈશ્વર.
૩ દુખના શત્રુ. ૪ ઈંદ્રિ રહીત. ૫ પાપ દુરકરનાર.
૬ વિવેકના સાગર. ૭ અદેખાઈના શત્રુ.

અચિંત્ય અતર્ક્ય અખંડોક્તિ દાતા, ગુણાધ્યક્ષ વિદ્યાપતી વિશ્વધાતા;
કૃપા સિંધૂ કર્તાર ભર્તાર ભારી, નમૂં હૂં સદા શ્રી પ્રભૂ! પાપહારી. ૧૧
ગણાધીશ વિશ્વંભરા શક્તિવંત, સ્વયંભૂ સદા મુક્તિદાતા મહંત;
સદા સર્વ સાક્ષી અપારોપકારી, નમૂં હૂં સદા શ્રી પ્રભૂ! પાપહારી.૧૨
કરૂણાનિધી સર્વ લોકેશ જ્યેષ્ટ, ચિદ્દઘ્ના ભવેશા સુરેશાદિ શ્રેષ્ટ;
પ્રજાનાથ પોતે બહૂ [1]બીર્દધારી, નમૂં હૂં સદા શ્રી પ્રભૂ! પાપહારી. ૧૩
નિરાલંબ આલંબ[2] છો રૂપ એક, પરંતૂ દિશો નામ રૂપે અનેક;
ગતી આપની છે અતીશેં ઉદારી, નમૂં હૂં સદા શ્રી પ્રભૂ! પાપહારી.૧૪
સદા વિશ્વ આધાર, આધાર તારો, જગત તાપ સંતાપ સૌથી ઉગારો;
સ્તુતી એકશો આઠ નામે ઉચ્ચારી, નમૂં હૂં સદા શ્રી પ્રભૂ! પાપહારી. ૧૫
ન જાણું સુવિદ્યા રિતી કોઈ સત્ય, નથી જાણતો ગદ્ય કે પદ્ય ગત્ય;
પ્રભૂ પ્રાર્થના મેં ગણી મોક્ષ બારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી.૧૬
નથી જાણતો હું નકી ન્યાય નીતી, ભમૂં છૂં સદા હૂં વિના ભાન ભીતી;
તજી માન આવ્યો, હવે શર્ણ તારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી.૧૭
વિના દંભ મેં વ્રત્ત એકે ન કીધાં, વિના દંભ મેં ન દયાદાન દીધાં;
હવે હાથ ઝાલો, ન દેશો વિસારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી.૧૮
પ્રભૂ ભોગવૂં છૂં સદા સ્વાર્થ શૂળી, સદા વીચરૂં પંથ પર્માર્થ ભૂલી;
જગત દેવ લ્યો સિંધુ સંસાર તારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી.૧૯
વિના વ્હેમ મેં પ્રેમ ભક્તી ન કીધી, ખરા ક્ષેમની લ્હાણ લેશે ન લીધી;
અતી આ થકી હાણ પામ્યો હજારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી.૨૦
કરી દોષને અન્યના દોષ દાખ્યૂં, વિના દોષવંતા પરે રોષ રાખ્યૂં;
ખરા દીલથી મેં ક્ષમા તો ન ધારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી.૨૧
રૂડા બોધનો શોધ લેશે ન કીધો, સદા ક્રોધ વીરોધનો બોધ લીધો;
હવે દ્યો સુબૂદ્ધિ કુબૂદ્ધિ વિદારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી.૨૨
ધરૂં આશ વિશ્વાસુ જાણી સમર્થ, હરો દાસની વાસના માત્ર વ્યર્થ;
બધા ત્રાસના પાસ નાંખો સંહારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી.૨૩
વિનંતી શુણી આ પ્રભૂ આમ આપે, સદા પાપથી મુક્ત રાખો પ્રતાપે;
પ્રભુ! આ સમે અલ્પ શેવા સ્વિકારી, પ્રભૂ! પાપથી આપ લીજે ઉગારી.૨૪

---

[1] વચન પાળનાર. [2] આધાર.

# अंक ६ ठो.

## વૈતાળિય છંદ.

જય શ્રી જગદીશ્વરા પ્રભો, જગ ત્રાતા જગવ્યાપ્ત જે વિભો;
સુખદા દક્ષણાખ્ય દૈવતી,* [1]પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી[2]. ૧
કરતાર કૃપાળુ શંકરા, ભરતા વિશ્વ સદા ભવેશ્વરા;
હરતા હર મૂર્ખતા અતી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૨
અગમે નીગમે નકી કહ્યા, અજરા ને અમરા અનામયા;
ન કળાય કળા કશી રતી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૩
સરજ્યાં સર[3] જ્યાં હવી[4] જ્યવાં, શશિ સૂર્યાદિક સાધનો ત્યવાં;
અકળીત દિશે ચમત્કૃતી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૪
જીવવા જુ જવાદિ જંતુને, ઉપજાવ્યાં ત્રણ આદિ તંતુને;
અંન જે ઉપયોગનાં અતી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૫
ગરમી નિરમીજ ગ્રિષ્મમાં, વરશાયે વરશાદ વિશ્વમાં;
સરદેં શરદી કરે છતી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી; ૬
પ્રસરે હિમ તે હિમંતમાં, શુભ શોભા સઘળે વસંતમાં;
નિયમો ન ચળે, ચળે ક્ષિતી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૭
ન ભમે નભ મેદની[5] વિષે, પ્રભુ તારી પ્રભુતા પુરી દિશે;
કવિ કોણ કહી શકે ગતી?, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૮
અજતાં અજતાનિ શેવના, ભજતાં ભોજન વૈભવે ઘણાં;
રજ તામસિ મારવા અતી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૯
જનમે જન નારિને નરા, દિશતી બાળ જુવાનિને જરા;
બદલે વય તેમ તે સ્થિતી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૧૦
તનમાં ધરી માંસ ને ત્વચા, અવયેવો ઉપયોગિ તેં રચ્યાં;
નસ મેળવનાર નાથજી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૧૧
ક્ષણમાં શિશૂ રંક થૈ રૂવે, ક્ષણમાં તે જનિતાદિને જુવે;
સહુ પ્રેરક પ્રેરણા છતી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૧૨
ક્ષણમાં વળિ તે રમે રિંખે, હિંડતાં ને ભણતાં ભલુ શિખે;

---

* બળવાન. ૧ પ્રણામ કરૂં, નમસ્કાર કરૂંછું. ૨ પ્રણવ અક્ષર એટલે ઓંકાર તેના પતી તે ઈશ્વર. ૩ તલાવ. ૪ ગંગા. ૫ પૃથ્વી.

અતિશૈં તરી જાય આપતી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૧૩
વસતા વસમાણ ટાળવા, રસતા તૈં નિતીના રચ્યા નવા;
વળિ આપી વિવેકની મતી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૧૪
કરૂણા કરૂણાળુ તૂં કરી, દ્રઢ ભક્તી પ્રભુ આપ તાહરી;
દુખ પાપ દળો પ્રતાપથી, પ્રણવૂં હૂં પ્રણવાક્ષરાપતી. ૧૫

---

## श्री दक्षणाख्याष्टक.

### છંદ મહિદીપની ચાલ.

ઓ દયાળુ દેવદેવ શિવ આ શિવકારી;
આ રતિ* સ્તુતીથી માની આરતી અમારી;
આરતી× હણો વિનતી આ સુણી અજાતા;
શરણ રાખિયેં દયાળ દક્ષણાખ્ય દાતા. ૧
વિશ્વ વશ્ય આપને અવશ્ય વિશ્વ વ્યાપી;
આપ છો અદ્રશ્ય દ્રશ્યમાં રહ્યા તથાપી;
જ્ઞાનિયેં રહસ્ય જ્ઞાન રૂપ વર્ણવાતા;
શરણ રાખિયેં દયાળ દક્ષણાખ્ય દાતા. ૨
અજ્ઞતા અધીક, ધિકઃ વૃતિ તેથિ ધારી;
કલ્પના કરી કહે શું? અલ્પ ધી અમારી;
બ્હેમથી વિરંચિણિ વાણિ, શૂં? વદે વિધાતા;
શરણ રાખિયેં દયાળ દક્ષણાખ્ય દાતા. ૩
અર્થ કે અનર્થ સ્વાર્થમાં કશું ન સૂજે;
શા થકી? સમર્થ વ્યર્થ વાસના ન બુજે;
પારમાર્થિ થૈ, પછી શું? પ્રાર્થિયેં પરાતા[૧];
શરણ રાખિયેં દયાળ દક્ષણાખ્ય દાતા. ૪
વ્યાધિયો વિવિધ વિશ્વમાં ન વર્ણવાતી;
આવતી અતિ વિપત્તિ નૈં ક્ષણે ખમાતી;
આ ભવાબ્ધિ તારિને ઉતાર સદ્ય ત્રાતા;

---

*જરા માત્ર. ×પીડા. ૧ ઈશ્વર.

શરણ રાખિયેં દયાળ દક્ષણાખ્ય દાતા. ૫
આધિ એક નૈં, ઉપાધિ છે અનેક લાગી;
વિસરે વિવેક છેક, શું શકાય જાગી?
જાય ટેક સર્વ નેક નાથ નહિ ભજાતા;
શરણ રાખિયેં દયાળ દક્ષણાખ્ય દાતા. ૬
દોષમાં ડુબ્યા ગણિ ક્ષમા ખચીત ધારો;
રોષ આણશો ન, દોષ દેખિને અમારો;
પાળજો કૃપાળ, ટાળિને અતી અશાતા;
શરણ રાખિયેં દયાળ દક્ષણાખ્ય દાતા. ૭
બાળ જાણિ કીજીયેં સંભાળ સદા સ્વામી;
પાળવો ઘટેજ બાળ જો બને હરામી;
બાપ ધર્મથી પ્રતાપ આપિ સુખ શાતા;
શરણ રાખિયેં દયાળ દક્ષણાખ્ય દાતા. ૮

---

### છંદ રથોદ્ધતા અથવા સ્વાગતાની ચાલ.

દક્ષણાખ્ય શિવ સાંબ કૃપાળૂ, વિશ્વ કારણ વિભો જગ પાળૂ;
શુભ વિચારથિ વિઘ્ન વિદારો, દ્રઢ પ્રતાપ મતિ સદા સુધારો. ૧
નિકટ નાથ કૃપા ભવ લેશે, વિકટ વાટ કટે વણ ક્લેશે;
દર્શ માત્રથિ પાવન પાપી, મુર્ખ થાય મહાન પ્રતાપી. ૨
ભજનથી ભવતારક તારે, વજન ઓછું વધૂ ન વિચારે;
પદ જતાં પ્રભુ પાળક પાળે, ત્રિવિધ તાપ પ્રતાપથી ટાળે. ૩

---

### વસંત તિલકા છંદ.

જે દેવ દેવ જગ ચિત્ર વિચિત્ર કર્તા;
જે દેવ દેવ જગ પ્રાણિ તમામ ભર્તા;
જે દેવ દેવ જય કષ્ટ હરાપ્તકામી[1];
પાળો કૃપાળ, જગ પાળક સર્વ સ્વામી. ૧

---

૧ ઇચ્છા પૂર્ણ કરનાર.

જે સર્વ વ્યાપક ઉથાપકરા સુરેશ;
બ્રહ્માંડ ભૂધર ધરાધર શ્રી ભવેશ;
પ્રાણિ પદાર્થ પ્રગટ્યાં ત્રિગુણાત્મગામી;
પાળો કૃપાળ, જગપાળક સર્વ સ્વામી. ૨

જે સૂર્ય ચંદ્ર તમ[1] વૃંદ[2] વિખેરનારા;
વાયૂ હુતાશન સલીલ સજેલ તારા;
આસૂં અખોળ ગ્રહ ગોલકમાં ન ખામી;
પાળો કૃપાળ, જગપાળક સર્વ સ્વામી. ૩

કાષ્ટો કપાસ તૃણ આદિક તેં રચેલાં;
વૃક્ષો સુવાષિત ફૂલો ફળથી ભરેલાં;
નિર્વાહ કાજ નિરમેલ અનાજ નામી[3];
પાળો કૃપાળ, જગપાળક સર્વ સ્વામી. ૪

જે સર્વ દાયક સહાયકરા શ્રીમંત;
શક્તિ અનોપમ અમાપ સદા અનંત;
આદિ અનાદિ વિભુ વિઘ્ન વિપત્તિ વામી;
પાળો કૃપાળ, જગપાળક સર્વ સ્વામી. ૫

હે વિશ્વનાથ ! ગ્રહિ હેતથિ હાથ મારો;
તારો ભવાબ્ધિ, દ્રઢ આશ્રય છે તમારો;
વિશ્વાશ યોગ્ય પ્રભુ વિશ્વ વિશે વિરામી;
પાળો કૃપાળ, જગપાળક સર્વ સ્વામી. ૬

‡અદ્વંદ દ્વંદ જગ મોહ હરા મુકુંદ;
પાદારવિંદ[4] પ્રભુ ટાળક વિશ્વ ફંદ;
આનંદ કંદ અઘ ઓઘ[5] હરાભિરામી[6];
પાળો કૃપાળ, જગપાળક સર્વ સ્વામી. ૭

માયા મહાન સઘળે પ્રસરેલ તારી;
સંસાર સિંધૂ પ્રભુ પાર ઉતારનારી;
વિશ્વેશ સર્વ સચરાચર શ્રષ્ટિ સ્વામી;

---

૧ અંધારૂં ૨ ટોળું. ૩ શ્રેષ્ટ. ૪ ચરણ રૂપીકમળ. ૫ ઢગલા. ૬ ઈશ્વરનામી અથવા હર છે જેનું નામ એવા. ‡ એક અદ્વૈત.

પાળો કૃપાળ, જગપાળક સર્વ સ્વામી. ૮

દીનબંધુ દિન દીન પ્રતેં દયાળ;
લીલા અખંડ સહુ ખંડ રચી રસાળ;
હૂં તો હમેશ હલકાઈ ભર્યો હરામી;
પાળો કૃપાળ, જગપાળક સર્વ સ્વામી. ૯

પામે ન પાર તલભાર પુરાણ તારો;
ભાંગે ન ભેદ કદિ વેદ વદી તમારો;
સૌ તાપ ટાળક, પ્રતાપ પવીત્ર સ્વામી;
પાળો કૃપાળ, જગપાળક સર્વ સ્વામી. ૧૦



ભાગ ૨ જો.



# उपदेश माळा.

## मंगळा चरण.

### ઇંદ્રવિજય છંદ.

પાળક શ્રી પરમેશ પ્રભૂ, કરતાર કૃપાનિધિ, ઓ! જગ દેવા;
નમ્રપણે કર જોડિ નિરંતર, પ્રીતથી ચિત ચહું તુજ શેવા;
દે સુવિચાર સદા દુખ ભંજન, જેથિ અખંડ મળે સુખ એવાં;
આપ અમાપ પ્રતાપ તણિ નિત, નોધ સુણ્યાથિ રિઝે જન તેવા. ૧

## पंचदेवने नमस्कार.

### સવૈયા.

*મૂષક વાહન, ભક્ત રિઝાવન, પાય નમૂં ધરિ પ્રીત ઘણી;
શ્રી ગણ નાયક, મંગળ દાયક, સાહ્ય કરો નિજ બાળ ગણી;
દૂષ્ટ વિચાર વિદારણ કારણ, દે શુભ ધારણ વિઘ્ન હણી;
અર્જ શુણી નકી રીત પકી થકિ, આશ પુરી કર દાશ તણી. ૧

વિશ્વ રચી, કરિ પાળણ પોષણ, ને લય જેહ કરે પળમાં;
વ્યાપિક જે સહુ વિશ્વ વિષે, જ્યમ તેલ રહ્યું છ વસી તલમાં;
શક્તિ અપાર અનંત પ્રભૂ, નહિ જે સમ કોઈ બિજો બળમાં;
તે શિવશંકર દેવ નમૂં નિત, જે સુવિચાર દિએ દલમાં. ૨

### સિંહાવલોકી સવૈયા.

વસિન વૈકુંઠ વિલાસ કરે, કમળાજિનિ સાથ રમી હસિને;
હસિને હથિયાર લઈ કરમાં, અસુરો અતિ દુષ્ટ હણ્યા ધસિને;

*ઉંદર.

ધસિને દુઃખ દાસ તણું હણવા કરિ મે'નત અંગ અતી કશિને;
કશિને મન બુદ્ધિ રૂડી બનવા, હરિ દેવ જપૂં જગમાં વસિને. ૧

### દુમિલા છંદ.

જગદંબ પડી તુજ પાય વિષે, કર જોડિ અને ઉચરૂં વિનતી;
કરવા સુમનોરથ સર્વ પુરા, નકિ તુંજ ઉપાશન યોગ્ય છતી;
પ્રતિપાલન ભકત તણું કરવા, જ્યમ આળશ લેશ નથી ધરતી;
ત્યમ દાશ પ્રતાપ તણી જડતા હણિને, કર શ્રેષ્ટ સદાય મતી. ૧

### ઈંદ્ર વિજય છંદ.

વાણિ સુધારણ સારદ માત, અપાર પરાક્રમની કરનારી;
અંબ સદા જગ સ્થંભ રૂપે થઈને, રહિ આપ પ્રતાપ પસારી;
પૂરણ આશની, પાપ પ્રનાશિનિ, દાસ નિરાશ નહીં કરનારી;
હે ! જગ વાશિની, દેવિ ઉપાશની, દે સુવિલાશનિ, વાણિ સુધારી. ૧
તું સિંહવાહની, દારિદ્ર દાહનિ, શ્રિ સુહાવનિ, તું અજનારી;
હે ! દ્રઢપાવનિ, રંક રીઝાવનિ, ભકત નિભાવનિ, તું અસુરારી;
અંબ ઉજાશનિ, વિઘ્ન વિનાશિનિ, ત્રાસ નિકાશનિ તું દુખહારી;
આપ અખંડ કૃપા કરિ અંબ, પ્રતાપ વિચાર સદા સુખકારી. ૨

---

## સર્વથી સંપ રાખવા વિષે.

### ઉપેંદ્રવજ્રા છંદ.

શુણો સ્વદેશી થઈ એક ચિંતે; વિજ્ઞતિ આ મારી અધિક પ્રીતે;
થવા તમારા સુખમાં વધારો; વસો સહૂથી સજિ સંપ સારો. ૧
સુસંપથી કીર્તિ અધીક થાશે; સુસંપથી લાભ ઘણો પમાશે;
સુજે સુસંપેજ રૂડા વિચારો, વસો સહૂથી સજિ સંપ સારો. ૨
સુસંપને શાસ્ત્ર સદા વખાણે; સુસંપને પંડિત તો પ્રમાણે;
સુસંપમાં મૂખ્ય વધે સુધારો; વસો સહૂથી સજિ સંપ સારો. ૩
વસે જનો જેહ સુસંપ રાખી, થશે સુખી વૈભવ શ્રેષ્ટ ચાખી;
ન દેખશે કોઈ રિપૂ નઠારો, વસો સહૂથી સજિ સંપ સારો.૪

સુસંપથી ઉદ્યમ જે કરે છે, વિશેષ નાણું ઘરમાં ભરે છે;
ન લાગશે સંપ થકી ઘસારો, વસો સહૂથી સજિ સંપ સારો. ૫

સુસંપને જેહ સદાય શેવે; શ્રિમંત તેને જન સર્વ ટેવે;
નડે કદીએ નહી લેણદારો; વસો સહૂથી સજિ સંપ સારો. ૬

નવાણ શોભે જ્યમ સ્વચ્છ નીરે; જનો દિપે તેમજ સંપ હીરે;
ગણી રૂડો સંપ સદાય ધારો; વસો સહૂથી સજિ સંપ સારો. ૭

મળે સુસંપે સુખ કૈંક જેવાં; કુસંપથી કષ્ટ અનેક તેવાં;
કહ્યાં બને નહિ દુખડે અપારો; વસો સહૂથી સજિ સંપ સારો. ૮

કુસંપમાં કલેષ સદા વસે છે; વળી અલક્ષ્મી અદકી ધસે છે;
કુસંપમાં કષ્ટ તણો ન આરો; વસો સહૂથી સજિ સંપ સારો. ૯

કુસંપથી ક્લેષ કરી કરીને; ઘણા મહીપાળ ગયા મરીને,
જિવ્યા સુધી કષ્ટ સહ્યાં હજારો; વસો સહૂથી સજી સંપ સારો. ૧૦

કુસંપથી કૌરવ જો રહ્યાતા; કુટુંબ સામા લડવા ગયાતા;
મુવા તજી રાજ તણો પથારો; વસો સહૂથી સજી સંપ સારો. ૧૧

કુસંપ જો હોય કુટુંબ માંહે; નકી ગણો સૂખ ન હોય ત્યાંહે;
પિતા ન ઇછે નિજ પુત્ર પ્યારો; વસો સહૂથી સજી સંપ સારો. ૧૨

સ્વમાત ને તાત ન પુત્ર પાળે; પરસ્પરે ભ્રાત ન સૂખ ભાળે;
અનેક એથી ઉપજે વિકારો; વસો સહૂથી સજી સંપ સારો. ૧૩

કુસંપથી વૈભવ નાશ પામે; કુસંપથી કોઈ ઠરે ન ઠામે;
કુસંપ છે સર્પ તણોજ ભારો; વસો સહૂથી સજી સંપ સારો. ૧૪

કહે કરૂં વેણુજ કાં કદાપી; તમે સિધૂ વાક્ય વદો તથાપી;
ન સંપ ત્રોડો કહિ બોલ ખારો; વસો સહૂથી સજી સંપ સારો. ૧૫

નિંદા વૃથા કોઈ કરે તમારી; સુણો ન તે વાત ગણી નઠારી;
ન તોલ તેથી ઘટશે તમારો; વસો સહૂથી સજી સંપ સારો. ૧૬

ખરૂં હશે તેજ પ્રમાણ થાશે; ખુરૂં વદે તે નકિ નર્ક જાશે;
સુસંપ રૂપી ધંનને ન હારો; વસો સહૂથી સજી સંપ સારો. ૧૭

કુસંપથી માન મળે ન મોટૂં; કુસંપનૂં કેણ મનાય ખોટૂં;
કુસંપ નિશ્ચે ગણજો *નિછારો; વસો સહૂથી સજી સંપ સારો. ૧૮

---

* નઠારો.

પ્રતીદિને ઇશ્વર યાદ આણો; સુસંપને શ્રેષ્ઠ સદા પ્રમાણો;
સુબોધ આ સહુ મનમાં ઉતારો; વસો સહુથી સજી સંપ સારો. ૧૯
સુસંપ માની સુખ ઝાડ આપે; ગ્રહો સુશીક્ષા કહી જે પ્રતાપે;
કુસંપ કાઢી નિજ દેશ બા'રો; વસો સહૂથી સજી સંપ સારો. ૨૦

---

## दारिद्रता मटवा विषे.

દોહરા.

આળસથી પ્રતી કુળ થઈ, કરો અધિક ઉદ્યોગ;
તેથી તુરત ટળી જશે, દરીદ્રતાનો રોગ. ૧
ઉપજ વિચારી આપની, ખરચ કરે તે જોગ;
તો સ્વપ્ને નહિ સાંભળો, દરીદ્રતાનો રોગ. ૨
કર્તા કાય ઉદ્યોગનૂં, જુઓ નહીં અવજોગ;
તો નજરે નહિ દેખશો, દરીદ્રતાનો રોગ. ૩
કરી દૂર કુવિચારને, ધ્યો સુવિચાર સુયોગ;
તો કદીએ નડશે નહીં, દરીદ્રતાનો રોગ. ૪
પ્રતિદિન વિદ્યા શીખીને, સુખનો કરો સુભોગ;
તો નહીં બાધ કરી શકે, દરીદ્રતાનો રોગ. ૫
દુષ્ટ વ્યસનથી દુર થઈ, સદા જપો જગદીશ;
કષ્ટ કલેષ કદિ નૈં રેહે, સુખ મળશે દિન નીશ. ૬

---

## बाळबोधाष्टक.

ભુજંગીછંદ.

નમીને સદા બોલવું સર્વ સાથે; વઢ કોઇથી વાંક લેવો ન માથે;
કહે મા અને બાપ તે કામ કીજે; સવારે ઉઠી દેવનૂં નામ લીજે. ૧
કરી દંત સુદ્ધી તથા સ્નાન નીત્યેં; કરી પ્રાત સંધ્યા પુજો દેવ પ્રીતેં;
પછી પેરીને લૂગડાં સાફ સારાં; લિજે ચોપડી પાટીને પેન પ્યારાં. ૨
નિશાળે જવું રોજને રોજ ટાણે; કહે કોઈ ના તોય જવું પરાણે;
નિશાળે જતાં આવતાં વાટમાંતો; ન રે'વું ઉભૂં કોઈ જોવા તમાસો. ૩

ગુરૂજી તણા કાયદામાં રહીને; વધૂં બોલવું નહીં નિશાળે જઇને;
જવા આવવાની રજા માગિ લેવી; બનાવી કશી વાત ખોટી ન કે'વી. ૪
ભણો શીક્ષકો ભાવથી જે ભણાવે; ઘરે ગોખવું જે થકી ભૂલ નાવે;
લખો અક્ષરો એક ચિત્તે સુધારી; વળી વાંચતાં સાર લેવો વિચારી. ૫
ભણ્યાનું તજી, નૈં રમ્યામાં રહોજી; ભણીને સુઉદ્યોગ શોધી લહોજી;
કરો જે કર્યાથી પિતા માત રીઝે; કરો નૈં કદી જે કરે કોઈ ખીજે. ૬
સુતાં ઉઠતાં બેસતાં ખાણું ખાતાં; જતાં આવતાં ખોટ કે લાભ થાતાં;
વડીલો તણી આજ્ઞાને પ્રમાણી; તજી જૂઠને સત્ય ઝાલો પિછાણી. ૭
વસો વિશ્વમાં સર્વથી સંપ સાથે; થવા દેશનાં હીતનાં કાર્ય હાથે;
તજી દુર્ગુણો સદગુણો શોધી આપે; સુખો મેળવો સહુ સુનીતી પ્રતાપે. ૮

---

## પતિ પત્નિયેં હળીમળી ચાલવા વિષે.

### દોહરો.

પતી પત્નીના પ્રથમથી, મળતા હોય મિજાજ;
સદૈવ સુખ તો ભોગવે, નહિંતર જન્મ અકાજ. ૧

### નારાચ છંદ.

અકાજ જન્મ એ થકી ન સુખ શાંતિ પામિયેં,
અકાજ જન્મ જે થકી ન વેદના વિરામિયેં;
અકાજ જન્મ જેહનો અયોગ્યથી થયો વિયા[૧];
હળી મળી હમેશ સૂખ ભોગવો પતી પ્રિયા. ૧
મિજાજ જો મળે ન તો, ન સૂખ વૈભવે ગમે;
મળે નહી મિજાજ તો, પરસ્પરે પિડા ખમે;
મળ્યા નહિ મિજાજ તેથિ કષ્ટ કૈક પામિયા;
હળીમળી હમેશ સૂખ ભોગવો પતી પ્રિયા. ૨
મળે ન રાગમાં મૃદંગ તંબુરા સતાર જો;
ન રાગ રંગ જામશે, કરે વિશેષ કાર[૨]તો;

---

૧ વિવાહ. ૨ યુક્તિ.

મળ્યાથિ રંગ દે મૃદંગ સંગ માત્ર કાંસિયા;
હળીમળી હમેશ સૂખ ભોગવો પતી પ્રિયા. ૩

દ્રષ્ટાંત આ પ્રસંગનું ન એક આ અનેક છે;
વધારવું ન ધારતાં ગણ્યુંજ એક નેક છે;
વિવેકથી હરેક દંપતી મળી કરો ક્રિયા;
હળીમળી હમેશ સૂખ ભોગવો પતી પ્રિયા. ૪

જુઓ સિતાજિ દ્રૌપદી નળાદિની સ્રિયો તણા;
ગવાય ગૂણ શાસ્રમાં ગણ્યા ન જાય જે ગણ્યા;
વિપત્તિ વેઠિ સ્વામિનાં પવીત્ર ચર્ણ પૂજિયા;
હળીમળી હમેશ સૂખ ભોગવો પતી પ્રિયા. ૫

મિજાજ ગર્મ કંથ, તોય નર્મ નારિયેં થવૂં;
ન નર્મ નારી હોય તો, વરેં ન આકરૂં હવૂં;
અહે સુબોધ તેજ સૂપતિ અને સતી સ્રિયા;
હળીમળી હમેશ સૂખ ભોગવો પતી પ્રિયા. ૬

પ્રભૂનિ પૂર્ણ ભક્તિથી સુજ્ઞાન સ્વાદ ચાખિયેં;
શિખી શિખાવિ સદ્ગુણો વિચાર શુદ્ધ રાખિયેં;
રૂડા વિચારવંતની વૃતી થકી ન વામિયા;
હળીમળી હમેશ સૂખ ભોગવો પતી પ્રિયા. ૭

ઉમંગથી અભંગ શ્રેષ્ટ શાસ્ર મર્મ જાણવો;
નિતી સદ્ધર્મના પવીત્ર માર્ગને પ્રમાણવો;
પળે સુપંથ તે સદા પ્રતાપ સૂખ પામિયા;
હળીમળી હમેશ સૂખ ભોગવો પતી પ્રિયા. ૮

---

## विपत्तिमां हिंमत्त राखवा विषे.

### ઉપેંદ્રવજ્રા છંદ.

દયાળુ દેવે અજિ સૌ પ્રજાને; ગણો અન્યાં સાથ મળા કજાને[૩];
નહીં સદા વજ્ર રૂડો નઠારો; વિપત્તિમાં હીમ્મત તો ન હારો. ૧

---

૩ પીડા, હરેકત.

સુસંપત્તે વૈભવ ભોગવાશે; વિપત્તિમાં દૂખ ખરાં ખમાશે;
ગણી સદા ઇશ્વર પાળનારો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૨

ભરેલ તે ઠામ થવાનું ખાલી; ક્ષણેકમાં જાય ભરાઇ ખાલી;
અનેકનો આવિ જતોજ વારો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૩

હતા વડા હાકેમને હજૂરી; થયા દિઠા તે કરતા મજૂરી;
મજૂરે તે હાકમ થયા હજારો; વિપતિમાં હિમ્મત તો ન હારો. ૪

પદ્મો પ્રફૂલીત થતાં પ્રભાતે; બિડાય તે પોયણી[1] ખીલવાતે;
ઘડેલ એવી ઘટમાળ ધારો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૫

સુશોભીતો સૂર્ય ઉગે સવારે; તમામ જે તિમિરને વિદારે;
પરંતુ તે અસ્ત નકી થનારો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૬

વધાઇ જો એક ઘરે ગવાતી; કુટાય છે એક ઘરેજ છાતી;
ક્ષણે ખુશી ખેદ ક્ષણે થનારો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૭

ન સંપત્તિમાં સુખિ સૌ જણાતાં; વિના પ્રજા કાં દરદે પિડાતાં;
ન તેમ તો ક્લેશિ કુટૂંબ ધારો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૮

રહે જતી સંપત્તિ જો કદાપી; રહો નહીં ધર્મ તજી તથાપી;
સુઉદ્યમી થૈ વિપત્તિ વિદારો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૯

કદી નદીનું ભરપૂર પાણી; ઉલંઘવાને અકળાય પ્રાણી;
પ્રયત્નથી પ્રાપ્ત થશે કિનારો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૧૦

નશીબ જોગે તક હોય જેવી; વિવેકથિ રાખવિ વૃત્તિ તેવી;
સુખે દુખે ધારણ એક ધારો; વિપતિમાં હિમ્મત તો ન હારો. ૧૧

પડી નિચે પાઘડિ પા ઘડી તો; જંગેરી પેરે [2]ખળતા ન કે' કો;
ન એ થકી આબરૂનો ઘટાડો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૧૨

સુકર્મથી સૂખ ગ્રહે સુકર્મી; કુકર્મથી કષ્ટ સહે કુકર્મી;
નિયમ એ ધારિ સુનીતિ ધારો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૧૩

[3]વિલોકિ લોકો દિલથી દિલાશો; સુતર્કથી સર્વ તર્કે તપાશો;
વિશ્વેશ વિશ્વાશથિ ના વિસારો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૧૪

વિજ્ઞતિ વાંચિ પ્રિય વાંચનારા; સુલક્ષ લેજો તજી દોષ મારા;
પ્રતાપને મિત્ર ગણી તમારો; વિપત્તિમાં હિમ્મત તો ન હારો. ૧૫

---

૧ ચંદ્રમા. ૧ હલકાઇ. ૩ જોઇ.

# उद्योग करी सुख वधारवा विषे.

## वसंततिलकाछंद.

વિશ્વેશ્વરેં વિરચી વિશ્વ વિવિધ ભાતેં;
પ્રાણિ પદાર્થ નિરમ્યાં બહુ જૂદી જાતેં;
જેથી સુઉદ્યમ સદા પ્રભુયેં વિકાર્યો;
ઉદ્યોગ યોગ્ય કરિ યોગ્ય સુખો વધારો. ૧

સ્રષ્ટાયેં સ્રષ્ટિ સરજી, હર જીવ સારૂં;
ઉદ્યોગ સાધન કર્યું સુખ આપનારૂં;
ઉદ્યોગથીજ કિટ[1] કુંઝરનો ઉગારો;
ઉદ્યોગ યોગ્ય કરિ યોગ્ય સુખો વધારો. ૨

જે જન્મતી વખત હોય અશક્ત પ્રાણી,
પીતાં શિખે તુરત તે તન દૂધ પાણી;
પ્રેરે સુઉદ્યમિ થવા પ્રભુ પ્રેરનારો;
ઉદ્યોગ યોગ્ય કરિ યોગ્ય સુખો વધારો. ૩

બાલ્યાવયેં શિશુ છતાં પરતંત્ર પોતે;
ઉદ્યોગથી વિભવ લે મન માનિતો તે;
રીખે રમે રડિ કરે ધરતો પ્રસારો;
ઉદ્યોગ યોગ્ય કરિ યોગ્ય સુખો વધારો. ૪

જો કે અશક્ય શિશુ ઉદ્યમમાં અધૂરો;
તોયેં પ્રયત્ન ધરતો સુખિ થાય પૂરો;
તો આર્ય શક્તિ ગતિ આગળ શો ઉધારો;?
ઉદ્યોગ યોગ્ય કરિ યોગ્ય સુખો વધારો. ૫

શૂં? શૂં? ન થાએ દ્રઢ ઉદ્યમ આદર્યાથી;
શૂં છે? અશક્ય સૌ શક્ય કરે કર્યાથી;
ઉદ્યોગિ ઇંગ્લીષ થયા સહુ શીરદારો;
ઉદ્યોગ યોગ્ય કરિ યોગ્ય સુખો વધારો. ૬

સિંહ દીપડાદિ પશુ ઝેરી અરી અવશ્યેં;

---

[1] કીડી

ઉદ્યોગથી વશ કરાય જુઓ મનુષ્યે;
માટે સુહીંમતથિ સૌ વિપત્તી વિદારો;
ઉદ્યોગ યોગ્ય કરિ યોગ્ય સુખો વધારો. ૭

ઉદ્યોગથીજ અબળા સબળા બને છે;
ઉદ્યોગિ તેજ ફળ વાંછિત મેળવે છે;
રાણી ખિતાબ વરિ 'કૈશરે હીંદ' સારો;
ઉદ્યોગ યોગ્ય કરિ યોગ્ય સુખો વધારો. ૮

ઉદ્યોગથીજ ગત આબરૂ મેળવાશે;
ઉદ્યોગથીજ નિજ દેશ સ્વતંત્ર થાશે;
અત્યાળશૂ મટિ, સ્વદેશિ! સ્વદેશ તારો;
ઉદ્યોગ યોગ્ય કરિ યોગ્ય સુખો વધારો. ૯

ઉદ્યોગ અષ્ટક અહોનિશ યાદ રાખી;
પ્રીત જુઓ પ્રિય સદૂદ્યમ સ્વાદ ચાખી;
તો આર્ય સદ્ય સદ્કિર્તી પ્રતાપ ધારો;
ઉદ્યોગ યોગ્ય કરિ યોગ્ય સુખો વધારો. ૧૦

---

## ईश्वरी अनुकंपा विषे.

### માલિનિ છંદ.

સરજી જગત સૃષ્ટા, જંતુ ઝીણાંથિ જોતાં;
સુખદ સરવને દે, સાધનો શક્તિ સોતા.
ઘટિત ઘટ ઘટે રે[1], પ્રેમથી પ્રેરનારો;
અનુપમ [2]અનુકંપા, ઈશ્વરી એ વિચારો. ૧

જિવિત નિમિત માટે, કીડીથી હસ્તિ સૂધી;
ઉચિત હિતથી સૌનિ, યોજના યોગ્ય કીધી;
કિડિથિ કણ પમાયે, હાથિથી તેમ હારો;
અનુપમ અનુકંપા, ઈશ્વરી એ વિચારો. ૨

---

૧ સહીત. ૨ દયા, કૃપા.

[1] અડર જઠરમાં જે, જીવવા જત્ન રાખે;
સટર પટર કષ્ટો, કૈક કાપે અભાંખે;
પ્રસવ સ્રવ વિનાનો, થાય જેથિ તમારો;
અનુપમ અનુકંપા, ઈશ્વરી એ વિચારો. ૩

અધિક ઠિક સ્થિતિમાં, રોજ રે'વા અચૂકે;
જનનિ જનકમાં જે, પ્રીયતા પૂર્ણ મૂકે;
નિકર શિશુ દશામાં, કષ્ટનો ક્યાં? કિનારો;
અનુપમ અનુકંપા, ઈશ્વરી એ વિચારો. ૪

શરિર શિર લગીજો, તર્કથી કો તપાશે;
નખ શિખ નસ અસ્થિ, શોણીતાદી જણાશે;
પણ દઈ અવયેવો, હામ પૂરે હજારો;
અનુપમ અનુકંપા, ઈશ્વરી એ વિચારો. ૫

સરસ નરસ જોવા, નેહથી નેત્ર આપે;
સ્પરશ હરખ પીવા, દે ત્વચા કષ્ટ કાપે;
ઉચરતિ જિભ દીધી, પામવા સ્વાદ સારો;
અનુપમ અનુકંપા, ઈશ્વરી એ વિચારો. ૬

નિર્મિત શુભ નાસા, સર્વ સૂગંધી લેવા;
શુભ અશુભ શુણાવા, જો કર્યા કાન કેવા;
દિધિ મનિ સુવિવેકી, સંચવા બોધ સારો;
અનુપમ અનુકંપા; ઈશ્વરી એ વિચારો. ૭

ફરિ ફળ શુભ લેવા, આપિયા ચર્ણ કેવા;
કર કિધ કરતારે, ઉદ્યમી રોજ રે'વા;
શુભ ફરજ બજાવી, સર્વની ગર્જ સારો;
અનુપમ અનુકંપા, ઈશ્વરી એ વિચારો. ૮

અનુકુળ અનુક્રમ્મે, નિયમો નેક જેના;
અકળિત ન કળાયે, તર્કથી તત્વ તેના;
શુભ સગવડ સાથે, શા કર્યા ઉપકારો?;

---

૧ બળતો ( ઠરેલો નહીં.)

અનુપમ અનુકંપા, ઇશ્વરી એ વિચારો. ૯

સચર અચર સૌને, યોગ્યતા યોગ્ય દીધી;
પરસપર મળીને, ભાંગવા કષ્ટ ભીતી;
અરસ પરસ જોતાં, એ વિના નૈં ઉગારો;
અનુપમ અનુકંપા, ઇશ્વરી એ વિચારો. ૧૦

વિકટ વિપત ટાળે, સર્વ પાપો પ્રજાળે;
પરમ હિતથી પાળે, ખામુખ્યાં ભેદ ખાળે;
અનુભવ અજવાળે, સૂચવે પંથ સારો;
અનુપમ અનુકંપા, ઇશ્વરી એ વિચારો. ૧૧

ગહન ગહન ત્રાનાં, વર્ણવી ના વિરામે;
તરક કરે ન કોઈ, પા રતી પાર પામે;
[1]મહિ મહિં મહિમાનો, થાય જેથી વધારો;
અનુપમ અનુકંપા, ઇશ્વરી એ વિચારો. ૧૨

લખિ લખિ ન શકાયે, ગીતથી ના ગવાયે;
અકળિત ઉચરાયે, માપથી ના મપાયે;
કહિ કહિ કઈ થાક્યા, લક્ષધા લક્ષકારો;
અનુપમ અનુકંપા, ઇશ્વરી એ વિચારો. ૧૩

અનુભવ ભવમાં જે, આપણે થાય સારો;
પ્રગટ પ્રભુ દયાથી, તે વિના તો નઠારો;
વિરતિ વણ રતીથી, ઇશ કીર્તિ ઉચારો;
અનુપમ અનુકંપા, ઇશ્વરી એ વિચારો. ૧૪

અહનિશ ઉર ઇછા, પ્રાણિને જેમ સ્ફૂરે;
પુરણ પ્રભુ કરે તે, સર્વદા પ્રેમ પૂરે;
પરમ પ્રભુ પ્રતાપે, સર્વે સંતોષનારો;
અનુપમ અનુકંપા, ઇશ્વરી એ વિચારો. ૧૫

---

૧ પૃથ્વી.

# नागर स्वधर्म बोधक सभामां आपेली कविता.

### શાર્દૂલ વિક્રિડિત છંદ.

જે દેવ દક્ષણાખ્ય, રાખ રીઝિને શર્ણે સ્વધર્મી સભા;
સંધ્યાદિ ષડકર્મ ધર્મ ધરવા, પ્રીતેં પ્રવરતે બધા;
ધારી ટેક વિવેકથી શિશુ યુવા, વૃદ્ધો નરો નારિયો;
પાળે ધર્મ નિતી પરસ્પર મળી, સાચી કૃપા તારી તો. ૧

### માલિનિ છંદ.

જય જય જગત્રાતા, દેવ દક્ષણાખ્ય દાતા;
ત્રિભુવન પિતુ માતા, વિશ્વધાતા વિધાતા;
પ્રભુ પરમ દયાથી, પ્રેરિ અજ્ઞાન ટાળે;
વડિલ શિશુ યુવાનો, તો પ્રિતે ધર્મ પાળે. ૨

# साचो स्वधर्म बोध.

### દોહરા.

દેવદેવ દક્ષણાખ્ય શિવ; પરમ પૂરૂષ પરમેશ;
વિઘ્ન ન થાવા સર્વદા; મંગલ કરો મહેશ. ૧
નિકળ્યો નિર્મળ વેદથી; પ્રગટી પવિત્ર જ્યોત;
માન્ય કરો સૌ માનવી; સાચો સ્વધર્મ બોધ. ૨
સ્વજાતિ કુળ સ્થિતિ કીર્તિનો; પરા પૂર્વનો નોંધ;
સદાચારથી ચળકતો; સાચો સ્વધર્મ બોધ. ૩
સંધ્યા તર્પણ શિવ પૂજન; વૈશ્વદેવ વેદોક્ત;
આદિ ક્રિયાથી ઓપતો; સાચો સ્વધર્મ બોધ. ૪
વેદ વિહિત ગીતા અહિત; અંતર હિત ઉદ્યોત;
સર્વ હિત મોક્ષે સહીત; સાચો સ્વધર્મ બોધ. ૫
કૃચાર[1] રચિત, કર ચારૂ[2] ચિત; ઈશ રચિત અવિરોધ;
વિધિ વિરચિત અચિંત બુધા[3]; સાચો સ્વધર્મ બોધ. ૬

---

૧ વેદની રૂચા. ૨ સુંદર. ૩ વિદ્વાન.

પરમ પુનિત[1] જ્ઞાને ગણિત; નિત્ય નૈમિતિક નોંધ;
જોગ જનિત[2], ઇશ્વર પ્રણિત[3]; સાચો સ્વધર્મ બોધ. ૭
શોભિતૂ ષડકર્મથી; ધર્મ વર્મ[4] ધર જોધ;
નર્મ કરે અરિ કર્મને; સાચો સ્વધર્મ બોધ. ૮
ખંડ કરે પાખંડનૂ; અખંડ ઉજ્વળ જ્યોત;
પંડિતનું મંડન સદા; સાચો સ્વધર્મ બોધ. ૯
સ્વાર્થ રહિત પરમાર્થ હિત; ગ્રંથ ગ્રથિત શુભ શોધ;
આશ રહિત આશા રહિત; સાચો સ્વધર્મ બોધ. ૧૦
વ્હેતો વેદ સમૂદ્રથી; વિમળ ધર્મનો ધોધ;
પાઓ પિઓ પાવન થવા; સાચો સ્વધર્મ બોધ. ૧૧
અવળ સવળ શંકા તજી; દ્રઢ મત સ્માર્ત સ્વિકાર;
તો પ્રભુ કરૂણાથી થશે; જશ પ્રતાપ જયકાર. ૧૨

---

## સ્વધર્મ સપ્તદશી.

### દોહરા.

ઉદય અસ્તના ચક્ર સમ; ફરતું વિશ્વ સમસ્ત;
પણ સ્વધર્મ ધરિ ધારતાં; નાવે ધાસ[5] ગ્રહસ્થ. ૧

### ભુજંગી છંદ.

ગ્રહસ્થો શુણી આ વિનતી અમારી; ખરી પ્રીતથી ચીત્તમાં નિત્ય ધારી;
સ્થિતી આપનીમાં થવાને સુધારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો. ૨
નહિ ધર્મ ત્યાં ને રહે માત્ર માજા[6]; વિના ધર્મ વસ્તી ગણે કોણ રાજા;
ખરો ધર્મ તે ઇશ આજ્ઞા વિચારો; વડીલો ખરો ધર્મ વેગ વધારો ૩
કહ્યા શાસ્ત્રમાં બ્રહ્મચારી ગ્રહસ્થ; વળી તેમ સંન્યાશિને વાનપ્રસ્થ;
નિજાશ્રમિ ધર્મો ન પાળે ન ધારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો. ૪
ગ્રહસ્થો ભિખારી, ભિખારી ગ્રહસ્થ; વિના ધર્મ જાણો ઉદે તોજ અસ્ત;
સતીને વિના ધર્મ વેશ્યા વિચારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો. ૫

---

૧ પવિત્ર. ૨ પેદા થયેલો. ૩માનેલો. ૪ રસ્તો. ૫ ધસારો. ૬ મરીયાદા.

હતા પૂર્વજો આપણા સૌ પ્રતાપી; પુરા તે ન કે પામતા દંડ પાપી;
સ્વધર્મે થતો માનવો લાભ સારો; વડિલો ખરો ધર્મ વેગે વધારો. ૬

સદાચર્ણથી તે થતા સૌ સકર્મી; દુરાચર્ણથી આજ દીઠા અકર્મી;
વધૂં બોલિયે તો વદે તે લવારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો. ૭

કરે ધર્મ કર્મો સદા દીન રાતે; સુઉદ્યોગથી રોજ રે'તા નિરાંતે;
હતા તૃપ્ત તે શાંતિના શીરદારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો. ૮

હતા ધીરને તે હતા શ્રેષ્ટ શૂરા; અરે! આપણે એથી કેવા અધૂરા?;
વિચારી નકી શીશ નીચૂંજ ધારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો. ૯

નિતીથી વડાં આપ વરદાન લેતા; અનીતી દિઠે આપથી શ્રાપ દેતા;
હતો નિગ્રહાનૂગ્રહે હાથ સારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો.૧૦

વડીલેં વડા જ્ઞાનના ગ્રંથ બાંધ્યા; છતા આજ છે તે રહે તોય બાંધ્યા;
દિશે આજ અજ્ઞાનનો તો વધારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો.૧૧

વધ્યૂં જેમ અજ્ઞાન વ્યાપ્યો અધર્મ; ગયો શ્રેષ્ટ શ્રદ્ધાનિ સાથે સ્વધર્મ;
થયા ભ્રષ્ટ વીવેકથી એમ યારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો.૧૨

વિના સ્નાન સંધ્યા પડેલા પ્રભાતે; ઉઠે ઊંઘતા ધર્મની તો શિ વાતે?;
થશે આથિ જાણો સ્વજાતી વિસારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો.૧૩

રચ્યો ઇશ્વરે ઉજળો આર્ય ધર્મ; વળી વિપ્ર માટે બન્યાં શ્રેષ્ટ કર્મ;
કહ્યું વેદમાં તે વિશેષે વિચારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો.૧૪

જતો ધર્મ ન જાળવીશૂં હવે જો; સ્વજાતી વિજાતી સિમા નૈં રહે તો;
સમય શ્રેષ્ટ ગ્યો આજ દીશે નઠારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો.૧૫

સ્વધર્માભિમાને ઉરાંકૂર આણી; કરો યોગ્ય યત્નો, જનો ધર્મ જાણી;
તમારા શિશૂને શિખાવી સુધારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો.૧૬

મહાત્મા મહા ધર્મનૂં મા'ત્મ જાણે; પુરા પંડીતો પ્રીતથી તે પ્રમાણે;
જતો ધર્મ ધારી તમે સદ્ય તારો; વડીલો ખરો ધર્મ વેગે વધારો.૧૭

શ્રિમંતા ધિમંતા મળી સર્વ સાથે; ગ્રહો આપણું કામ તે આપ માથે;
પ્રભૂને પ્રતાપે થશે જય તમારો; ગ્રહસ્થો ખરો ધર્મ વેગે વધારો.૧૮

---

# પાળે તેનો ધર્મ.

## દોહરા.

વિરચેલૂં વિશ્વેશ્વરેં; વસ્તી માટે ‡ વર્મ;
પ્રેરો સહુને પેરવા; પાળે તેનો ધર્મ. ૧

દુશ્મન કષ્ટ વિદારવા; આચો થવા અધર્મ;
હણે તેનિ તરવારને; પાળે તેનો ધર્મ. ૨

ખરો ધર્મ તે આપણો; કરવાં તેતે કર્મ;
શ્રદ્ધાથી શોધી સદા; પાળે તેનો ધર્મ. ૩

કઠણ નથી કરનારને; નથી સામટો શ્રમ;
આરંભો આળશ તજી; પાળે તેનો ધર્મ. ૪

દેશિ દિલ ઉસ્કેરવા; છેવટ છોડી શર્મ;
આગ્રહથી આગળ વધો; પાળે તેનો ર્મ. ૫

વાટ ન જોતાં પારકી; ભયનો છાંડી ભર્મ;
તક સમજી તત્પર થવૂં; પાળે તેનો ધર્મ. ૬

નિજ પુર્વજનાં કૃત્યનો; યાદ કરી અનુક્રમ;
હિમ્મતથી હીંડો હવે; પાળે તેનો ધર્મ. ૭

મારૂં તારૂં મૂકીને; ગણી સર્વ નિજ શ્રમ;
સદાચર્ણ સમજાવવૂં; પાળે તેનો ધર્મ. ૮

સ્વજાતિ કુળ સંરક્ષવા; વધતો વેઠો શ્રમ;
ધારિ સ્વરિત દ્રઢ ચિતથી; પાળે તેનો ધર્મ. ૯

અઘટિત ચાલ ઉખેડવા; ઝાઝા ખમી જખ્મ;
સદ્ ચર્ચા ચર્ચાવવી; પાળે તેનો ધર્મ. ૧૦

ઘટતા ધારા ધારવા; લેશ કરો ન વિલમ્બ;
ઇશ્વરની એ આજ્ઞા; પાળે તેનો ધર્મ. ૧૧

નાસ્તિક નિંદા ઉચરે; તોય ન થાવું ગર્મ;
આસ્તિક રહી ઉદ્યમ કરે; પાળે તેનો ધર્મ. ૧૨

---

‡ કવચ.

વરવા[1] વ્હેમ વિખેરવા; સમજાવી શુભ મર્મ;
પ્રયત્ન કરવું પ્રીતથી; પાળે તેનો ધર્મ. ૧૩
તજી સ્વાર્થ પરમાર્થમાં; પ્રીતી રાખી પર્મ;
પરોપકાર કરવો સદા; પાળે તેનો ધર્મ. ૧૪
સ્વધર્મમાં સુખ છે સદા; ઉચ્ચરે આગમ નિગમ;
દ્રઢ પ્રતાપ જય પામવા; પાળે તેનો ધર્મ. ૧૫

---

## स्वधर्म बोधाष्टक.

### તોટક છંદ.

પ્રભુની કરુણા નિત તાજિ રહો; સત ધર્મ સભા નિત સાજિ રહો;
ગુણ કીર્તિથિ નાગર ગાજિ રહો; જયકારનિ દૂંદભિ વાજિ રહો. ૧
બુધરા[2] જન નાસ્તિક લાજિ રહો; રાઘળે સતધર્મ વિરાજિ રહો;
અધળાં[3] અઘ દેવ કૃપાથિ દહો; જયકારનિ દૂંદભિ વાજિ રહો. ૨
હઠ માનિ સ્વધર્મથિ માનિ રહો; બ્રદ[4] પૂર્વજનાં ચિતથીજ ચહો;
હૃદયે પદ ઇશ અનાદિ ગ્રહો; જયકારનિ દૂંદભિ વાજિ રહો. ૩
[5]મદદાપી તમે મદ ત્યાગિ રહો; સત ધર્મ વિશે સઉ રાજિ રહો;
અડ[6] રાખિ સ્વધર્મનિ રાત્ર અહો[7]; જયકારનિ દૂંદભિ વાજિ રહો. ૪
ઘડિનો ગણિ કાળ અમૂલ્ય ગ્રહો; ભણિ વેદિક ધર્મ અભેદ કહો;
વડિલો તણિ કીરતિ વિરાજિ રહો; જયકારનિ દૂંદભિ વાજિ રહો. ૫
સદ્બોધ ગ્રહી સહુને શિખવો; અરિ અચ્ચ થકી ખળતાજ ખુવો;
વણ સ્વાર્થ સદા ધરમાર્થિ રહો; જયકારનિ દૂંદભિ વાજિ રહો. ૬
નિજ ધર્મ વિશે રહિ આસ્તિક હો; સત ધર્મ કથા દિન રાત કરો;
વણ ધર્મનિ વાત વૃથા ગણિ હો; જયકારનિ દૂંદભિ વાજિ રહો. ૭
પડતિજ અધર્મથી આવિ અહો!!; ચડતી ચહિ સદ્ય સ્વધર્મ ચહો;
ઘટતી સ્થિતિ તોજ પ્રતાપ ગ્રહો; જયકારનિ દૂંદભિ વાજિ રહો. ૮

---

૧ નઠારા. ૨ મુર્ખ. ૩ ઘણાં. ૪ વચનો. ૫ મદ્યપાન કરનારે.
૬ ટેક. ૭ દિવસ.

# સ્વધર્મ ધારવા વિષે.

### ઉપેંદ્રવજ્રા છંદ.

શુણો શુણો સ્નેહથિ સદ્ ગ્રહસ્થો; સ્વધર્મનો શુદ્ધ થવા શિરસ્તો;
સ્વધર્મ કર્મો સઘળાં સ્વિકારો; રૂડૂં થવા રોજ સ્વધર્મ ધારો. ૧

હતો ઉદે આર્ય તણી દશાનો; પ્રસિદ્ધ તે છેક ન કોથિ છાનો;
અધર્મથી અસ્તજ આજ ધારો; રૂડૂં થવા રોજ સ્વધર્મ ધારો. ૨

સુધારવા સર્વ પ્રજા તમારી; ઉરે ધરો આ અરજી અમારી;
ઘટીત રીતે ઘટમાં વિચારો; રૂડૂં થવા રોજ સ્વધર્મ ધારો. ૩

કુણૂં હૃદય કાચ સમાન માનો; જણાય જે રંગ જયવો ભરાણો;
લઘૂ વયેં લાગુ સુબોધ સારો; રૂડૂં થવા રોજ સ્વધર્મ ધારો. ૪

શિશુવયેં યોગ્ય શિખામણોથી; સુધારવા બાળ ખરાપણેથી;
સુપંથ સૌ અર્જ શુણી સ્વિકારો; રૂડૂં થવા રોજ સ્વધર્મ ધારો. ૫

રહસ્યમાં[1] જાણિ રહસ્ય[2] ધર્મ; પ્રસિદ્ધમાં જાણિ સ્વધર્મ પર્મ;
પવિત્રતાથી ગણિ નિત્ય પ્યારો; રૂડૂં થવા રોજ સ્વધર્મ ધારો. ૬

સધર્મ ધારી સુખનો નિધાન; સધર્મમાં ધારિ સદૈવ ધ્યાન;
પ્રભૂ સ્તુતી પ્રીત થકી ઉચ્ચારો; રૂડૂં થવા રોજ સ્વધર્મ ધારો. ૭

સ્વધર્મ વીણા સહુ અર્થ બંર્થ; સધર્મ નહિ ત્યાં અતીશેં અનર્થ;
અધર્મને નિત્ય ગણી નકારો; રૂડૂં થવા રોજ સ્વધર્મ ધારો. ૮

અધર્મથી થાય અયોગ્ય કામો; અધર્મનો મર્મ સદા નકામો;
અયોગ્યતા યત્ન કરી વિદારો; રૂડૂં થવા રોજ સ્વધર્મ ધારો. ૯

સ્વધર્મથી સગ્ર ઉદે થવાનો; હમેશનો ક્લેષ હઠી જવાનો;
પ્રભૂ પ્રતાપેં સુનીતી પ્રસારો; રૂડૂં થવા રોજ સ્વધર્મ ધારો. ૧૦

---

૧ દીલમાં. ૨ તત્વ.

# नीति विषे.

# प्रताप पंचोतेरी.

## मंगळा चरण.

### સ્નગધરાવૃત.

કર્ત્તા-હર્ત્તા કૃપાળુ, જગ જન ભર્ત્તા, હેતથી હાથ ઝાલી;
ગર્જે અરજી કરૂં તે શુણી, મુજનિ હણજો અનીતી નમાલી;
ઘો સુનીતી દયાથી ભવ ભય ટળવા, પાપ પંથે ન જાવા;
શર્ણે આવ્યો ગણિને પરમ મતિ કરો, આપનું ગ્નાન થાવા. ૧

### દોહરો.

નિતી થકી નરનારની; સુખમય સ્થિતી થનાર;
પ્રીતીથી નીતી ધરે; ભીતી ભાગિ જનાર. ૧

### ઇંદ્રવિજય છંદ.

શ્રેષ્ટ વિવેક મથાળ થકી નિસર્યૂ નિતિ રૂપ તળાવ ગણી લે;
લોક લજારૂપિ પાળ વિશાળ, મરાળ[1] સુશીલ સ્વભાવ ભણી લે;
સત્ય દયા વિનયાદિ સુવૃક્ષ, સંતોષ જળેં સુખ પદ્મ પ્રફૂલે;
મિત્ર પવિત્ર પ્રતાપ થકી, નિતિના સરમાં નર સજ્જન ઝીલે. ૨
ન્યાય તણી જનની ગણિયેં નિતિ સદ્‌ગુણ ખાણ પ્રસિદ્ધ પિછાણો;
નીતિ સુગ્નાન ગુણાદિ નિભાવણ, સાર વિચાર વખાર વખાણો;
નીતિ નહી તહિં હોય નહિ ગુણ, હોયજ તોય ન હોય પ્રમાણો;
પાપ નિવારણ કારણ પ્રૌઢ પ્રતાપ નિતી જશ કારક જાણો. ૩

### દોહરો.

અનિતિથી ઉડી ગયા; અનેક રાણા રાય;
થયા નષ્ટ કષ્ટી બની; પામ્યા નહી સુખ લાવ. ૪

### ભુજંગી છંદ.

અનીતિ તણે આશરે જે વસેલા; સુણ્યા સર્વ તે શત્રૂ સર્પે ડસેલા;
બુરા હાલ તે પામિયા જે જણાતા;અનીતી હણો ને ભણો નીતિ ભ્રાતા. ૫

---

૧ હંસ.

જુઓ કૈક દુર્યોધનાદીક રાજા; અનીતી કરી મેલતા લાજ માજા;
ગયા રાજ મેલી રૂધીરે તણાતા; અનીતી હણો ને ભણો નીતિ ભ્રાતા.૬
ખમ્યા પાંડવો કૌરવો દુખ દેતા; વસી જંગલે દ્વેષ દીલે ન લેતા;
અતી કષ્ટમાં એ અનીતી નશાતા, અનીતી હણો ને ભણો નીતિ ભ્રાતા. ૭
શિરે આવતા દૂખના ડુંગરોએ; તથાપી નિતી ના તજી પાંડવોયે;
નિતીથી ટળી આખરે સૌ અશાતા; અનીતી હણો ને ભણો નીતિ ભ્રાતા.૮
પ્રભૂ સાહ્યતાથિ જીત્યા પાંડવો જે; મળ્યૂં રાજને ભોગવ્યા વૈભવોને.
નિતી સાચવી તો મળી સુખ શાતા; અનીતી હણો ને ભણો નીતિ ભ્રાતા.૯
હતો રાવણે પ્રાક્રમે પ્રૌઢ પૂરો; વળી રાજ લક્ષ્મી થકી નૈં અધૂરો;
ગયો તે મરી જો હરી, જગતમાતા[1]; અનીતી હણો ને ભણો નીતિ ભ્રાતા.૧૦
હતા કૂંભકર્ણાદિ બો બંધુ પાપી; વળી ઇંદ્રજીતાદિ પૂત્રો પ્રતાપી;
વિંખ્યા વાંદરે લંકમાં પૌચી જાતાં; અનીતી હણો ને ભણો નીતિ ભ્રાતા. ૧૧
અનીતી કરી તે થયા હાલ આવે; ઇતીહાસ બો દાખલાથી બતાવે;
વિચારી અનીતી અતી દૂખદાતા; અનીતી હણો ને ભણો નીતિ ભ્રાતા.૧૨
અનીતી કરે તે મહા પાપ સાથે; ખરી આપદા ખેંચી લે આપ માથે;
પછી એ થકી સૌ પછાતાપ ખાતા; અનીતી હણો ને ભણો નીતિ ભ્રાતા.૧૩
અનીતી તજી દૂખદા જાણી આપે; સુનીતી ગ્રહી સુખ પામે પ્રતાપે;
ઘુણી સૂનિતી ગૂણ શાસ્ત્રે ગવાતા; અનીતી હણો ને ભણો નીતિ ભ્રાતા. ૧૪

દોહરા.

નીતિવાન વીસરે વિપત્ત; થઈ સંપત્ત સરદાર;
દંપત્તિ જો નીતી ના ધરે; તો નહી જંપ લગાર. ૧૫
નીતિ નાવમાં નેહથી; વાસ કરે નર નાર;
પામે પરમ પ્રતાપથી; પળમાં ભવ જળ પાર. ૧૬
નીતિવાન નર જગતમાં; સૌ સદ્ગુણિ સણગાર;
સભા વિષે શોભે સદા; સજ્જન સુખ સરદાર. ૧૭
હર હમેશ નીતિ એશથી; કરશે રિપૂ ન ક્લેશ;
દ્વેશ લેશ નહી લાવતાં; માગે માફિ વિશેષ. ૧૮

---

[1] સીતા.

**સોરઠા.**

સંપત્તમાં ન ફુલાય; વિપત્તેં ન કરે વિલ્પના;*
કહો તે ક્યમ નિંદાય; નીન્દાશું તે નીંદતાં. ૧૯
વિશ્વ વિષે વંદાય; જન સજ્જનની ચર્ણરજ;
તો ભવ ક્યમ ન તરાય; પ્રતાપ તે સત્સંગથી. ૨૦
પાળક પ્રભુ કૃપાળ; દિનાનાથ કરૂણા થકી;
બાળ ગણી પ્રતીપાળ; સજ્જન સમ દૃષ્ટીવડે. ૨૧
ઇર્ષા ન કરો યારે; જગમાં જન સુખ દેખિને;
પણ ઇર્ષાથિ લગાર; સજ્જન સત વ્રત આદરો. ૨૨
વિશ્વ વિષે વખણાય; સદ્કિર્તિ સજ્જન તણી;
અંતે સ્વર્ગ પમાય; સદ્વ્રત સજ્જનનું ધરે. ૨૩
પૈસાથી ન પમાય; સદ્વૃતિ સજ્જન તણી;
ઇશ અનુગ્રહ× થાય; સજ્જનાઈ તો સાંપડે. ૨૪
નિતિ નિકુંજની[1] માંય; ગુંજ[2] કરો મળી ગોઠીયા[3];
સદ્ગુણ વૃક્ષ સુછાંય; સેવે સુખ સઘળાં મળે. ૨૫
નિતીવાન નિત ન્હાય; શુદ્ધ તીર્થ સનમાન્માં;
અંતે અવિચળ થાય; પદ અનુપમ પરમેશને. ૨૬
નિતીવાન નરે આપ; પાપ પલકમાં કાપશે;
પામોં પરમ પ્રતાપ; શુભ જશ જગમાં થાપશે. ૨૭
નિતીબાણ ગુણ ચાપ; સત્ય કરેં નર જે ધરે;
પામી સુજશ પ્રતાપ; જીતી જગ સંસારને. ૨૮

**દોહરો.**

વિદુરનીતોમાંથી વળી; કહૂં દાખલા કામ;
સમજુ શઠનાં લક્ષણો; વાંચી સમજો આમ. ૨૯

**સવૈયા એકત્રીશા.**

એક સમે ધૃતરાષ્ટ્ર રાજા, બેઠાતા રાજ્યાસન પાટ;
કૌરવની નીંદા કરી બોલ્યો, ત્યાં આવીને સંજય ભાટ;

---

* ખેદ, શોક. × કૃપા, મેહેરબાની. ૧ ઝાડની ઘટા.
૨ ગુંજાર કરવા. આનંદ કરવા. ૩ હમ સોબતો.

ભિષ્મ દ્રોણાદિક હશે જ્યાહરે, કાલે રાજ સભામોઝાર;
કહીશ પાંડવનો સંદેશો, થાશે પછી જે હોય થનાર. ૩૦
તે સાંભળતાં ધૃતરાષ્ટ્રના અંતરમાં ઉપન્યો ઉત્પાત;
પરમ વિવેકી વિદૂર નામનો, જે તેનો નાનેરો ભ્રાત;
સમાધાન કરવામાં શાણો, પરમધાર્મીક જે પ્રખ્યાત;
તેડાવી તેને રાજાયેં, કહી સંભળાવી સર્વે વાત. ૩૧
અરે વિદુર ! સંજય સંદેશો પાંડવ કેરો છે કેહેનાર;
નીંદા નકી અમારી કરશે, એમાં સંશય નથી લગાર;
તેથી નિંદ્રા નથી આવતી, વિકળ થાય છે મારાં ગાત્ર;
જ્ઞાન થકી સંતાપ હણે, મુજ કુળમાં શાણો તું છે માત્ર. ૩૨
વિદુર કહે, સતવાદી શાણો સંજય વૃથા નહિ વદનાર;
રખે થયો અપરાધ તમોથી, વિના ઉચાટ ન થાય લગાર;
વઢે વિના બળ બળીયા સાથે, તેમજ જેનું દ્રવ્ય હરાય;
કામાધિન તેમ ચોર જનોને, નાવે નિંદ્રા કદી જરાય. ૩૩
એવા દોષ કરે નહીં સમજૂ, સમજૂ ને શઠ કેમ જણાય;
તેનાં લક્ષણ કહુંછું પ્રીતેં, ચિત્ત દઇને સુણજો રાય;
સારાં કર્મ કરે છે શાણો, નરતાં ત્યાગ કરે નીરધાર;
શાસ્ત્ર તણો વિશ્વાસ ધરે ઉર, નધરે નાસ્તિક તણો વિચાર. ૩૪
ક્રોધ હર્ષ ઉન્મતપણ લજા, માન ગર્વને છોડે છેક;
છાની વાત જણાય ન જેની, સિદ્ધ થયા પછી જાણે લોક;
શીત ઉષ્ણ સંપત્ત પ્રિતી ભય, વિપતેં પણ ન હણે નિજ કામ;
ઉચ્ચીત કર્મ કરી તજિ વિષયો, મોક્ષ વિશે ચિત દે ધરી હામ. ૩૫
ગજાં પ્રમાણે ફળ ઇછીને, શક્તિ વિચારી લે કર કામ;
કરે નહી અપમાન કોઇનું, વેહેલી સમજે વાત તમામ;
ભ્રાંત પડે ત્યાં સમાધાન કરવામાં કંટાળે ન જરાય;
સાર વસ્તુ ઇચ્છે વિણ આગ્રહ, પર વાતેં દિલ દે ન કદાય. ૩૬
મળી શકે નહીં તે નવ ઇછે, અતિ દુખમાં ન ચલાવે ચિત્ત;
પૂર્ણ વિચારે કામ ધરે કર, કરે આદર્યું કારજ સિદ્ધ;

મહાન પૂરૂષના કર્મ જોઇને, જે જન મન પામે સંતોષ;
શુણે હિત સ્તુતિયે નહીં હરખે, અપમાને ન કરે અપશોષ. ૩૭
ક્ષણભંગુર સમજે સૌ વસ્તુ, ગંગોદક સમ સ્થિર છે ચીત્ત;
યોજી જાણે સર્વ કર્મને, જાણે નહીં પ્રયન અચીત્ત;
શુભ ભાષણ કરતાં અટકે નહીં, વદવામાં રસ ધરે અનેક;
તર્ક કરી જાણે, તક સમજે, વદે વાતનો સાર વિવેક. ૩૮
યથા શાસ્ત્ર બોલે, મર્યાદા મોટાની ત્રોડે ન લગાર;
મળ્યૂં દ્રવ્ય ઘણું છે જેને, વિદ્યા પણ જ્યાં વિવિધ પ્રકાર;
વૈભવ પામ્યો તદપિ જે જન, કઠણ થાય નહી કદીયે આપ;
જાણો ત્યાં કને નકી નિરંતર, ડા'પણ દ્રઢ છે પરમ પ્રતાપ. ૩૯

ત્રોટક છંદ.

અભણેલ અને અભિમાન ધરે; જન જેહ દરિદ્ર વિપે વિચરે;
કરિ કર્મ ખરાબ ઇચ્છે જનને; શઠ જાણ પ્રતાપ નકી નર તે. ૪૦
ખરચી નિજ દ્રવ્ય ચહે પરનૂં; સન્મીત્રનિ સાથ કપટ્ટ ઘણું;
ઇછવાનું નહીંજ ચહે જન તે; ઇછવાનું પ્રતાપ નકી ન ચહે. ૪૧
વળિ સંગત નહીં કરવાની કરે; નિજ મિત્રથી સ્નેહ તજી વિચરે;
નિજ કૃત્ય ઘણા જનમાં ઉચરે; પરની શુણિ વાત ગણે ન ખરે. ૪૨
બિન કારણ ઢીલથી કામ કરે; ન કરે પ્રભુ પૂજન શાધ અરે!
નિજ જીવ સમો નહિં મિત્ર ગણે; શઠ તે વિણ ભ્રાંતિ વિદૂર ભણે. ૪૩
વિણ એજન* જાય જહીં તહીં જે; પૂછીયે નહીં તોય ઘણુંજ વદે;
વિશ્વાસ ધટે નહિં ત્યાંજ ધરે; ચિત જેનું સદા સ્થિર થૈ ન ઠરે. ૪૪
પરને કહી દોષ કરે ત્યમ જે; અતિ ક્રોધ ધરે અમથો ઉર એ;
નિજ શક્તિ નકી નહિં જાણી શકે; નીજ ધર્મ ન સ્વારથ જે સમજે. ૪૫
ઉદ્યોગ વિના મળવાનું ચહે; નહિં લાભ તહીં ધરિ આશ રહે;
કૃપણોનિ સદા શિર ઓથ ધરે; શઠ તેજ વિદૂર પુરો ઉચરે. ૪૬
વળી સંપત્તી ભૂષણ વસ્ત્ર તણો; કરિ આપથી ભોગ રિઝેજ ઘણો;
નિજ આશ્રીત સાથ બખીલ બને; વળી પાપથિ મેળવ્યું દ્રવ્ય કને. ૪૭
ધન ભોગ થશેજ બિજા જનને; નકિ તે અઘનો અધિકારી બને;

---

* આમંત્રણ.

ઇતિઆદિક દુર્ગુણ જે જનમાં; નકિ તેજ વિદુર ગણે શઠમાં. ૪૮

**દોહરા.**

સુખ માટે ઉપદેશ આ; સુણજો પ્રિતે મિત્ર;
જડતા જાઇ જેથી મળે; પદવી પરમ પવિત્ર. ૪૯
કામ તમે જે જે કરો; તે સૌ કરવાં સાફ;
ચૂક રહે જો તે વિષે; મનથી ન કરો માફ. ૫૦
આળસ ત્યાગ કરી મટો; ગાફલ અને ગમાર;
સહજ વાત પણ સાંભળી; શોધી લેવા સાર. ૫૧
મલિનપણું ત્યાગી અને; તજી કુકર્મ સદાય;
વધતા થઈ વદવું નહીં; જેથી લાભ ન થાય. ૫૨
માત પિતા પ્રત્યે કદી; વદો ન અઘટીત વેણ;
સાંભળવાં શ્રદ્ધા ધરી; શિક્ષાનાં જે કે'ણ. ૫૩
ક્રોધે અકળાવું નહીં; શુણી કાંઈ ઉત્પાત;
શાંત રહી કરવું ઘટિત; વધૂ ન વદવી વાત. ૫૪
પેહેલાં પ્રાતઃકાળથી; નિદ્રા કરવી ત્યાગ;
દ્રઢ ચિત્તે ઇશ્વર જપી; શુભ ઉદ્યમમાં લાગ. ૫૫
સદ વિચાર સંગ્રહ કરો; નિર્મળ દિલથી નિત્ય;
મુખથી બદ શબ્દો અને; ભાષણ તજો બિભિત્સ. ૫૬
દુષ્ટ નીતીથી દુર રહો; સ્વારથ કદી હણાય;
તોપણ સુનિતી સાચવે; તેનૂં ફળ નહીં જાય. ૫૭
કરવી નહીં કદી મશ્કરી; જેથી જન દુખાય;
આઘા પાછી કોઇની; કરવી નહીં જરાય. ૫૮
કોઈ દિને જન કોઈની; નિંદા ન કરો લેશ;
દ્વેષ તજી દિલ મેશથી; વર્ત્તો તમે હમેશ. ૫૯
ધરો નમ્રતા ને હણો; ક્રોધ કષ્ટ કરનાર;
હશે શત્રુ તોપણ થશે; તેથી તાબેદાર. ૬૦
વિચારિને પોતા તણો; બાંધો આર બ્યવહાર;
આગળ અડચણ જે થકિ; આવે નહીં લગાર. ૬૧
વિનય ધરીને વર્તવું; ચોખ્ખૂં રાખી ચિત્ત;

| | | |
|---|---|---|
| વિશ્વ વિષે સુખ પામવા; | એછે ખરૂં નિમીત્ત. | ૬૩ |
| સુખ દુખ સરખાં માનવાં; | ધરો ન હર્ષ વિષાદ*; | |
| સુખને અંતે દૂખ છે; | દુઃખ અંતે સુખ સ્વાદ. | ૬૪ |
| અટકાવે શુભ કામથી; | મન જો તમને મિત્ર; | |
| શિક્ષા દઈ તેને તરત; | કરવું કાર્ય પવિત્ર. | ૬૫ |
| સજ્જન મિત્રોથી મળી; | સદ્‌ગુણ ગ્રહો તમામ; | |
| પ્રીતીથી નીતિ વિષે; | વર્તો આઠે જામ. | ૬૬ |
| પૂર્ણ વિચાર કરી કરો; | કામ વડૂં કે અલ્પ; | |
| થયા પછી તેના વિષે; | ન કરો વૃથા વિકલ્પ. | ૬૭ |
| દૂરે કરો સહુ દુર્ગુણો; | સદ્‌ગુણ ગ્રહો સદાય; | |
| દૂર્ગુણથી દુખ ઉપજે; | સુખ સદ્‌ગુણથિ થાય. | ૬૮ |
| ગુસ્સાથી જે ઉપજે; | અંતરમાં સુવિચાર; | |
| ઝાહેર કરતાં સજનને; | જરા ન કરીયેં વાર. | ૬૯ |
| નિયમ પ્રમાણે નિશિ દિવશ; | કરીયેં કામ તમામ; | |
| વિના નિયમ* વણશે અને; | કાંતો અટકે કામ. | ૭૦ |
| સાચવવા સદ્ ધર્મને; | કીજે સદા ઉપાય; | |
| આ લોકેં પર લોકમાં; | જેથી સૂખ સદાય. | ૭૧ |
| ભક્તિથી ભગવાનનેં; | ભજવામા ધરી પ્યાર; | |
| બાકી સર્વ અસાર છે; | કરનારો પ્રભુ સાર. | ૭૨ |
| સદા સંપતી નવ રેહે; | હોય ન સદા વિપત્ત; | |
| નાત રૂપ સંસારમાં; | તજો ન કદીયેં સત્ય. | ૭૩ |
| તજી તોછડાપણુ સદા; | ગ્રહિ ડાપણુ શુભ આપ; | |
| મન માપે વિદ્યાવડે; | પામે સુજશ પ્રતાપ. | ૭૪ |

### ઇંદ્રવિજય છંદ.

૧૨. હેમરથેં શુભ નીતિ નૃપાળ, સુશાંતિ પ્રધાન સદા સુખકારી;
હીંમત હાથિ સુતર્ક તુરંગ[૨], સુફોજ દયા[૧] વિનયાદીક ભારી;
સત્ય વિવેક ક્ષમા શુભ ન્યાધિશ, જ્યાં સુવિચારનિ શીરસ્તદારી;

---

* શોક. * બગડશે. ૧ દયા. ૨ ઘોડો.

મૈત્રી પ્રદેશ વિશે જઇને નિરખો પરતાપ નિતી અસવારી. ૭૫

### સિંહાવલોકી સવૈયા.

વરતે નિતિથી જગમાં જન જે, ભરમાય નકી ન ભયે નર તે;
નર તે જગમાં જનમ્યો ગણિયે, જશ રાખિ અખંડ જશે મરતે;
મરતે ન શ્રિમંત હશે તદપી, કરશે પરમાર્થ ખરેખર તે;
ખર[1] તેજ ખરો પરતાપ ગણો, જનમી નિતીથી ઉલટો વરતે. ૧

---

# હુતાશનિના દુષ્ટ ચાલ દૂર કરવા વિષે.

### દોહરો.

શિશૂ શુણો સૌ સ્નેહથી; જે કહું છું તમ કાજ;
હુતાશનીના દી તણો; હણવા દુષ્ટ રિવાજ. ૧

### ઇંદ્રવિજય છંદ.

બાળ તમે શુભ હાલ થવા, શુણિ આજ રૂડો ઉપદેશ અમારો;
દુષ્ટ રિવાજ હુતાશનિના, દિનનો હણિ સદ્ય ગ્રહો શુભ ધારો;
માર પછાડ તણી રમતો, રમવી નરતી ગણિ તેજ વિસારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુરિવાજ વિદારો. ૨
નાર જતી લઈ ઘેરિ તમે, દુખ દ્યોછ બિભિત્સ વદી કયમ? યારો;
તે અબળા ગભરાય ઘણી, પણ તોય નથી તજતા કુવિચારો;
તે કદિ સાંખિ જશે, પણ તે અપરાધ ગણે જગદીશ તમારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુરિવાજ વિદારો. ૩
માટિ તણાં પુતળાં લઇને, ચકલા ગલિને વળી તેમ બજારો;
બીક નથી ધરતા ફરતાં, કરતા મુખથી બદ શબ્દ ઉચારો;
રે! કયમ? લાજ થતીજ નથી, મળતા જન સર્વ થકી ફિટકારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુરિવાજ વિદારો. ૪
મારગ માંહિ જતા જનને, નવરાવિ ભુંશોછ વળી ધુડ ગારો;
તે તમ સાથ લડી પડતાં, દઇ ગાળ નકી બનશે ખુબ ખારો;
તોપણ તે નહિં દુષ્ટ ગણાય, મનાય અતીશય વાંક તમારો;

---

[1] ગધેડો.

શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુરિવાજ વિદારો. ૫
ઓફણથી પથરે હણતાં, દુખિયા જન તો નકિ થાય અપારો;
કારણકે પથરા પડવા થકિ, નીકળશે અતી ઓણિત ધારો;
આમ બિજી રમતો ધણિ, દુષ્ટ રમ્યા થકિ જે અતી દુખદારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુરિવાજ વિદારો. ૬
અન્ય તણા ઘરમા જઇને, લઇને અતિ માલ તણોજ પથારો;
ધાક નથી ધરતા જગદીશ તણો જરિયેં; શઠના સરેદારો;
આવિ અનેક રિતી અતિ દુષ્ટ અહો છ, અરે! ધિક્ક: છે જનવારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા શુણિ બોધ તમે કુરિવાજ વિદારો. ૭
ગોફણ ત્યાગ કરી દઈ, આપણ શાસ્ત્ર રૂડાંજ સદાય બિચારો;
ફાગ[1] તજી શુભ રાગ શુણો, કરિ ત્યાગ કુચાલ તમામ નઠારો;
દુષ્ટ રિવાજથિ લાભ નહીં, પણ થાય ખરેખર હાણ હજારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુરિવાજ વિદારો. ૮

---

# द्रष्टांतिक दोहरा.

વિશ્વ વિષે વ્યાપી રહ્યું; બ્રહ્મ પિછાણે કોય;
પરમ હંસ સુપ્રતાપર્થી; પીએ દૂધ તજિ તોય[2]. ૧
ઉદારતા વણ એકલી; રિધ સિધ સઘળી રાંક;
સાજી પણ શા કામની; રત્ન વગરની આંખ. ૨
ધન વૈભવ ધક્કો દિયે; અવળાં થયે અદૃષ્ટ;[3]
મલ્હારરાવ મદ્રાસ ગ્યો; પળમાં થઈ પદભ્રષ્ટ. ૩
અદ્રષ્ટમાં જે જેહનૂં; તે વણ યત્ન પમાય;
ખાનદેશવાસી થયો; શિશુ શિયાજીરાય. ૪
ચમક જુવો ચતુરાઇની; મહા પમાડે માન;
વડોદરે વખણાઈ ગ્યો; સરજન મેલનટૈન. ૫
કસબી કર લજવે નહી; લજવે નર નાદાન ;
ચિત્રકાર છબી ચિતરી; અરખી કરે પ્રમાણ. ૬

---

૧ બિભિત્સ શબ્દો. ૨ પાણી. ૩ નસીબ, દૈવ.

જ્ઞાની ગર્વ લાવે નહીં; વડા ગુણી વિદ્વાન;
ગણે કુવાનો દેડકો; કો નહિં કૂપ સમાન. ૭

લોભી જનના લખ્ખણથી; લક્ષ્મી પણ લજવાય;
ખૈંદળા[1] નરની વલ્લભા; નિત્ય નિસાસા ખાય. ૮

છત ગુણ છાના નવ રહે; પ્રબળ છતે પ્રતિબંધ;
ગટુજિ નેત્ર નહીં છતાં; ગૂંથે ગરવા ગ્રંથ. ૯

બળિયાનૂં બળ જાણશે; સામો જઈ બળવાન;
ગજ બળ જાણે સિંહ પણ; ઊંદર રહે અજાણ. ૧૦

દોષ તજીને ગુણ ગ્રહે; જન સજન સુખકંદ;
પરખી પ્રીતી અલ્પ પણ; હરખે હરગોવીંદ[2]. ૧૧

અલ્પ અલ્પને ગુરૂગુરૂ; અલ્પ મહત્વ મનાય;
રવિથી રેતિ બહુ તપે; પણ રવિ તુલ્ય ન થાય. ૧૨

મપાય કૃત્તિ મનુષ્યની; ઇશ્વર કૃતી અમાપ;
ઘન ગાજે વરસે રહે; પાંખે કોણ પ્રતાપ. ૧૩

શુભ સફાઇ ને સરેસતા; જોઈ જનો લલચાય;
દેશી સાધન સર્વ પણ; વિલાયતી વખણાય. ૧૪

માત પિતા સુધરેલથી; બાળક પણ સુધરાય;
ઉત્તમ જલદ જમીનથી; ઉત્તમ પાક પમાય. ૧૫

અધીકાર શુભ આપિયેં; પણ ગુણ ક્યાંથી? અપાય;
તેલ બળી રે' ગ્લાશમાં; પાણી તડતડ થાય. ૧૬

તન ધન જોબન ને જતાં; અટકાવી ન શકાય;
વ્હેતાં પાણી પૂરને; રંચે ક્યમ? રોકાય. ૧૭

કુલિન કુકર્મ કરે નહીં; વિપતેં કદી વિંટાય;
ભૂખેં પ્રાણ પિડાય પણ; સિંહ નહી ખડ ખાય. ૧૮

સ્વજાતિમાં પણ સર્વની; સરખી દશા ન થાય;
કૈંક હીરા હેમે જડે; કૈંકે કાચ કપાય. ૧૯

ભાવ વિના ભક્તિ કરે; તેયિ સિદ્ધિ ન થાય;

---

૧ નંપુંશક. ૨ રા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ.

જળ વણ વાવે વ્રક્ષમાં; ફળ કે ફૂલ ન થાય. ૨૦<br>
આશ્રયવણ આ જગતમાં; ઉત્તમ પણ અથડાય;<br>
સરસ વેલ પણ વૃક્ષપર; ચડ્યા વિના સૂકાય. ૨૧<br>
ઘટિત ઘટે આ જગતમાં, અઘટિત નહી ઘટાય;<br>
તેલ ઘૃતેં દીપક બળે, પાણીથી બૂઝાય. ૨૨<br>
ઘટતા ગુણ શક્તી વિના; જોખમ નહિં જળવાય;<br>
વ્યાપારી મૂડી વગર; માલ લઈ મૂંઝાય. ૨૩<br>
વૃદ્ધ ન ઘરમાં જેહના; તે ઘર ફીટી જાય;<br>
મેર ગયો માળા થકી; પારા પણ વિંખાય. ૨૪<br>
સુબુદ્ધિ બળ આગળ બીજૂં; બળ લેખાય લગાર;<br>
સુચવે એવું અગ્ની રથ; અને વીજળી તાર. ૨૫<br>
રેહસ્ય જાણે અનુભવી; વણ અનુભવી અજાન;<br>
જળ જંતૂ શું જાણશે? પય પ્રતાપ રસ પાન. ૨૬<br>
વણ ઇચ્છે પ્રભુ નામથી; પ્રલય થાય સૌ પાપ;<br>
અણ જાણ્યો અગ્ની અડે, શું ન કરે તે તાપ? ૨૭<br>
મહતા પામે મૂર્ખ પણ; નહિ પંડીત સમાન;<br>
હોય છાશ મીઠી ભલે; શું તે દૂધ સમાન? ૨૮<br>
પત્રો લખવે પરસ્પર; પ્રગટ પ્યાર દરશાય;<br>
પરમ સુગંધી પુષ્પની; પવન થકી પ્રસરાય. ૨૯<br>
સત સંગે સુખ પામતા; જન હરખાય અતોલ;<br>
ફળેલ આંબે ફાવતાં; કોકીલ કરે કલોલ. ૩૦<br>
કઠણ વખત પણ કાપવા; ઇશ્વર કૃત ઉપાય;<br>
દુષ્કાળે વાઢ્યાં વધૂ; ગદબ[1] ગૂંદળી[2] થાય. ૩૧<br>
મળે ઉદાર શ્રીમંત ત્યાં; યાચક નહિ અટકાય;<br>
ભર્યું સરોવર ભાળી ત્યાં, તરત તૃષાતુર જાય. ૩૨<br>
શરદેં શોભે સર સરિત; રેહેજ સરોજ[3] ખિલેલ;<br>
સરદેં[4] શોભે સરસ રિત, રહે જશ રોજ ખિલેલ. ૩૩

---

૧ ઢોરોને ખાવાનું એક જાતનું લીલું ઘાસ. ૨ ગુંદળી જાર.
૩ કમળ. ૪ સારૂં-હૃદય.

શરદેં વધતૂં દરદ તે; હેમંતે હઠી જાય;
સરદેં વધતૂં દરદ તે; હિમ્મતે હઠી જાય. ૩૪
સુખ દુખ આ સંસારના; જોગે થતાં જણાય;
વધે વૃક્ષ વર્ષા ૠતેં; શિશિર ૠતેં સૂકાય. ૩૫
વિપત્ત સંપત્તિ વિશ્વમાં; પળે પળે પલટાય;
વ્રક્ષ પાન શિશિરેં સુકે; નવાં વસંતેં થાય. ૩૬
અઘરો વિદ્યાભ્યાસ પણ; કરે સરળ સૌ સ્વાદ;
ગ્રિષ્મે તાપ ઘણો પડે; તોજ વધૂ વરશાદ. ૩૭
સ્વાર્થ વશ સૌ જગતમાં; પરમાર્થે ન પળાય;
દૂર કરે દાણા થકી; મટકાં[1] મર મરિ જાય. ૩૮
બાળિ ભભકો ઉપરનો; ભોળા જન ભરમાય;
જોઈ ખીલતો આખરો; પક્ષી જેમ ઠગાય. ૩૯
સુકર્મથી સુખ પામીયેં; દુષ્કર્મે દુખ થાય;
વાવે જેવૂં બીજ જે; તે તેવું ફળ થાય. ૪૦
ઉદ્યમ કરતાં શ્રમ પ્રથમ; પણ સુખ પછી અમાપ;
સહે કષ્ટ પરમાર્થિ થૈ; તો યશ પરમ પ્રતાપ. ૪૧
નાયક નિર્બળ હોય ત્યાં; સ્વલ્પ સહાયક થાય;
પૂરી[2] ખીર ન હોય ત્યાં; પૂરી[3] પૂરી ખવાય. ૪૨
સંપતમાં સૌકો મળે; વિપત જોઈ વળી જાય;
ફળેલ વ્રક્ષે ખગ[4] વસે; સૂકે વૃક્ષ ન જાય. ૪૩
અટકે આગેવાન ત્યાં; આગળ અલ્પ કરાય;
ખૂટે મુખ્ય રસોઈ ત્યાં; શાક પત્ર પીરસાય. ૪૪
બોલ્યૂં જે પાળે નહીં; તેનો નહિં વિશ્વાસ;
દેખાડીને દૂધ તે; પછિથિ પિરસે છાશ. ૪૫
મમતી મમત તજે નહીં; નુકશાની મર થાય;
બળે સીંદરી તોય પણ; તેનો વળ નહિં જાય. ૪૬
કહ્યું ન માને કોઈનૂં; હારી હલકા થાય;

---

૧ દાણામાં થતા જીવ. ૨ પુરતી. ૩ ખાવાની પુરી. ૪ પક્ષી.

મૂળ સમૂળાં જાય પણ; "એતશિ ખોટ ન ખાય". ૪૭
ટુંક મગજના મનુષ્યથી; દિર્ઘ વિચાર ન થાય;
હોય ઠામ પાશેરનું; તેમાં શેર ન માય. ૪૮
કામ વિવેક વિચારથી; કરે ન નીંદા હોય;
જોઈ જગા જો બેશિયે; ઉઠાડે નહિં કોય. ૪૯
સ્વભાવ મળતાથી સદા; સૌ સ્નેહથી ચહાય;
ખારૂં છતાં ખૂશી થકી; લોક લવણને[1] ખાય. ૫૦
નીચ કૂળ મર હોય પણ; ગુણથી કીર્તિ ગવાય;
નિપજી ક્ષાર જમીનમાં; મીઠું મિષ્ટ મનાય. ૫૧
જ્યાં જેનો ઉપયોગ છે; ત્યાં તે મહત મનાય;
દાળ શાકમાં લૂણ પણ; મિઠાઇમાં ન નખાય. ૫૨
મૂર્ખ હોય મહિપાલ જ્યાં; વસ્તી મૂર્ખ મનાય;
સૂકાં નદી તળાવ ત્યાં, કુવા વાવ સૂકાય. ૫૩
થાય ઉદાર અશક્ય પણ; યાચક અલગ ન થાય;
સૂકે નદી છતાં જનો; ખોદી જળ લઈ જાય. ૫૪
સુખમાં સૌ ખાવા મળે; દૂખે કરે ન સહાય;
ભરી નદીથિ જળ ભરે; સુકી ન કોથિ ભરાય. ૫૫
પર ઉપકારી પંડ તે; કષ્ટ પડે નહિં કાય[2];
સરિતા સૂકી જાય પણ; *વિરડાથી જળ પાય. ૫૬
નિર્ધન નૃપ જ્યાં હોય ત્યાં; ધનિક પ્રજા ન જણાય;
કુવામાં જળ હોય તો; દિશે અવાડામાંય. ૫૭
હલકી વસ્તૂ હોય પણ; યત્ન યોગ્ય કરાય;
સડેલ કૂચાના જૂઓ; કાગળ કેવા થાય. ૫૮
અણઘટતા ઉપયોગથી; ફૂળ પણ ઉલટૂં થાય;
હીરો હોય અમૂલ્ય પણ; મુખ ચૂસે મરિ જાય. ૫૯
ભોળા દિલના મનૂષ્યને; ઢોંગી ધૂતી જાય;

---

૧ મીઠું. ૨ કાયર થવું.

* ખાબોચીયાં પાણીનાં.

| | | |
|---|---|---|
| કારભારિ કમ બુદ્ધી ત્યાં; | ‡મેંતા મારી ખાય. | ૬૦ |
| કરજ વિનાનો રોટલો; | લુખો એષ્ટ મનાય; | |
| રોગ રહિત જો શરિર તો; | નિર્બળતા ન જણાય. | ૬૧ |
| ચિતની ચિંતા રૂપિયો; | કિડો કલેજું ખાય; | |
| હોય કદાવર કાષ્ટ પણ; | ※ઘણથી પોલું થાય. | ૬૨ |
| કરજ તણા કાદવ વિશે; | કરજુ જન કચરાય; | |
| નર્કિ જીવો નર્કમાં; | નિશદિન ગોથાં ખાય. | ૬૩ |
| ઝાઝાં જોખમથી નકી; | જતન કરે જીવાય; | |
| હલકા પણ હરૂતા ભરે; | કર્જ કરજિનૂં જાય. | ૬૪ |
| એક કુટંબી હોય પણ; | સરખા સર્વ ન કોય; | |
| એક હાથની આંગળી; | લાંબી ટૂંકી તોય. | ૬૫ |
| વસમી વિપત્તિ વિશ્વમાં; | મહત યકીજ મૂકાય; | |
| †ગરલ હળાહળ હાથ લઈ; | *હરથી ગળી જવાય. | ૬૬ |
| મહત કાર્ય આરંભતાં; | વિઘ્ન નડે બહુ પેર; | |
| મથતાં સિંધૂ સુરાસુરેં; | પ્રથમ પ્રગટયૂં ઝેર. | ૬૭ |
| વિઘ્ન નડે અટકે ન તો; | સફળ થાય સહુ કામ; | |
| ઝેર જડે અટક્યા ન તો; | પામ્યા રત્ન તમામ. | ૬૮ |
| કઠણ કષ્ટ હરનારની; | કીર્તિ અચળ ગવાય; | |
| ઝેર જમે શિવ નિગમમાં; | નીલકંઠ કેહેવાય. | ૬૯ |
| સ્વભાવ મળતા સર્વના; | સ્રષ્ટિ વિશે ન જણાય; | |
| ભાષા દેશ પ્રદેશમાં; | જૂદિ જૂદી ભણાય. | ૭૦ |
| વિશ્વ વિષે વિશ્વેશની; | સરખી દયા સદાય; | |
| રંક અને રાજા ઘરેં; | રવિ શશિ સમ દેખાય. | ૭૧ |
| અલ્પ મળે અપીકાર પણ; | અત્ર રેહે મગરૂર; | |
| કંટક પગમાં પેશીને; | કરે *કપાશિ ક્રૂર. | ૭૨ |
| દેશ કાળને અનુસરી; | ઘટિત અઘટિત ગણાય; | |
| મરૂ દેશે અપશબ્દમાં; | પોપટ નામ મનાય. | ૭૩ |

‡ તાબાના કારકુન વીગેરે. ※ એક જાતનો કીડો. † ઝેર.
* શંકર. * પગના તળીયામાં કઠણ ફોડલો થાય તે.

દૂર્જન તજે ન દૂષ્ટતા; સજ્જન સોબત થાય;
વિષ આરોગ્યૂ ઈશ્વરેં; કંઠે જૂઓ જણાય. ૭૪

અલ્પ પ્રાર્થના પણ ગ્રહે; ઈશ્વર પ્રોઢ પ્રતાપ;
બાળક બોલે બોબડૂં; સમજે શુણિ માબાપ. ૭૫

મહાન બૂદ્ધિવાનથી; ધોરણ યોગ્ય ધરાય;
બે પૈસે દૂર દેશના; પત્ર ડાકમાં જાય. ૭૬

દુષ્ટ સંગતિથી નર્કી; વદશે દૂષ્ટ વિચાર;
*માજમ આદિ વસ્તુથી; મગજે વધે વિકાર. ૭૭

જોગ જુઓ કે નવ જુઓ; બનવો બને બનાવ;
પેસે પર્વત ભોંયરે; ભવિષ્ય ન ભૂલે દાવ. ૭૮

---

# भावना तेवी सिद्धि.

## ભુજંગી છંદ.

ચહો ચીત્તથી જો તમે સર્વ સારૂં; થશે સર્વતો નિત્ય સારૂં તમારૂં;
નઠારૂં ચહેથી નઠારીજ ભીતી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૧

કઢી દૂધમાં શર્કરા લાવિ નાંખો; પિતાં તેહનો શ્રેષ્ટ તો સ્વાદ ચાખો;
જુઓ છાશ છાંટે દધિની* પ્રસિદ્ધી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૨

જુઓ ક્ષાર સીંધૂ જળે લૂણ જામે; બને મીષ્ટ તે વાદળામાં વિરામે;
જિવે જે વડે શ્રષ્ટિ યૈ ખાતિ પીતી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૩

થતાં ક્ષેત્રમાં મેઘથી ધાન્ય ધારો; બને જે વડે જંગલે ઘાંસ ચારો;
થતી છીપમાં મોતિયોની ૧પ્રતીતી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૪

સ્ત્રિયો તૂલ્ય છે સર્વથા એક જાતી; સુતા માત ને બેન તેમાં મનાતી;
વરી એકને પત્નિમાં માનિ લીધી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૫

સુતા માત ભગ્ની જુદે ભાવ જોતાં; પ્રિયા ભાવ જૂદે ગણી માત્ર મો'તાં;
જુઓ માશિ ફૈ ભાભિને આંખ એથી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૬

થતી ભાવના ભાઈમાં ભાઈ કેરી; કશા કારણે થાય તે આપ વેરી;
છતાં આપણે એક, જૂદીજ નીતી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૭

---

* કેફી પદાર્થ ખાવાનો. * દહી. ૧ ખાત્રી.

બાળે કોઈ જે બોરના વૃક્ષ આગે; ફળો આમ્રનાં મૂર્ખતાથીજ માગે;
મરે તોય શૂ? થાય તે અથ સિદ્ધી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૮
કરી કૌરવોય અતીવે અનીતી; ડુભ્યા પાંડવોને દઈ દૂખ ભીતી;
મુવા ભારતે, રૈ' ધરી રાજ રીદ્ધી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૯
જુઓ પાંડવો પાળતા નિત્ય નીતી; ચળ્યા નૈં ચિત્તેં ભોગવી કષ્ટ ભીતી;
જિતી શત્રુને મેળવી સર્વ સિદ્ધી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી.૧૦
પ્રજાપાળ ઇછે રૂડૂં જો પ્રજાનૂં; પ્રજા તો ચહે નિત્ય તેનૂં મજાનૂં;
સદા તે થકી સુખશાંતી પ્રસિદ્ધી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી.૧૧
વિવેકે સદા ધારણા એષ્ટ ધારી; રૂડી સદ્ગુણી વૃત્તિ રાખો વિચારી;
નિતી ધર્મ ધારો ઉથાપો અનીતી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી.૧૨
ચહે એષ્ટ સૌનૂં નથી ઇશ આઘે; મળે તેહને જોઇતી વસ્તુ માગે;
રૂડી ધારણા જો રહે શુદ્ધ [1]ધીથી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૧૩
ચહી સર્વદા એષ્ટનૂં આપ આપે; ખરા સૂખની પ્રાપ્તિ થાવા પ્રતાપેં;
સદૂદ્યોગિ રો', ફાવશો તો ફરીથી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૧૪
વિના કેળવાણે થતી કલ્પના તે; મતી અલ્પથી ગોઠવી જેમ ફાવે,
ખરો સાર લેવા વિશેષે વિનંતી; ભલી કે બુરી ભાવના તેવિ સિદ્ધી. ૧૫

---

## सर्व काम साधनथी थाय ते विषे.

### નારાચ છંદ.

વિભૂ થકી રચાય સૃષ્ટિ સૌ વિચિત્ર ઘાટથી;
કળી શકાય નૈ કળા ઠરેલ સર્વ ઠાઠથી;
દિસે દિધેલ સાધનોથિ પ્રાણિ સૌ પ્રવર્તતા;
કરાય સાધનો થકી તમામ કામ સર્વથા. ૧
જુઓ જનો જનાવરો કિડીથિ કૂંજરાદિ જે;
જળે સ્થળે ઝિણાં વડાં થતા તમામ જંતુ તે;
દિસે ઘટીત સાધનોથિ સર્વ જીવ જીવતા;
કરાય સાધનો થકી તમામ કામ સર્વથા. ૨

---

૧ બુદ્ધિ.

વળી કણો પકાવિ પાવકે[1] જનો ક્ષુધા ખુવે;
ઘડા ગરેડિ આદિથી પમાય પાણિ જે કુવે;
જણાય સાધનોનિ સર્વ વાતમાં અવશ્યતા;
કરાય સાધનો થકી તમામ કામ સર્વથા. ૩

ભણેજ બાળ જે નિશાળ સ્લેટ પેન હોય જો;
થવાય લીન જ્ઞાનમાં મળે પ્રવીણ શીક્ષકો;
સુપુસ્તકો મળ્યા થકી થવાય શાસ્ત્રિ વાંચતા;
કરાય સાધનો થકી તમામ કામ સર્વથા. ૪

બિચારૂં જન્મ અંધ પ્રાણિ શ્વેત રક્ત શું જુવે?;
શકે ન સાંભળી કશું બધીરે[2] ધીરૂં બોલવે;
મુંગોજ શું કહી શકે સ્વસ્વપ્ન કલ્પના કથા;
કરાય સાધનો થકી તમામ કામ સર્વથા. ૫

મિથ્યાભિમાનિ કોઈ જાણિ જોઈ શસ્ત્ર ના ધરે;
લડાઈમાં સિપાઈ ભાઈ જાય તોય શું કરે?
વિના ખુટે મરી છુટે સમીપ શત્રુ આવતાં;
કરાય સાધનો થકી તમામ કામ સર્વથા. ૬

મળે ન સદ્ગુણો સદા ન હોય જો સુસંગતી;
ટળે કદી ન ક્લેષ ને કુટીલતા કુસંગથી;
ન થાય દૂર દૂર્ગુણો મતી વિવેક નૈ છતાં;
કરાય સાધનો થકી તમામ કામ સર્વથા. ૭

ગયે ઘટીત સાધનોથિ આર્ય તે અનાર્ય થ્યા;
ગ્રહે ઘટીત સાધનેં અનાર્ય આર્યમાં ખપ્યા;
સ્વદેશમાં સ્વદેશિથી વિદેશિ સર્વથા વધ્યા;
કરાય સાધનો થકી તમામ કામ સર્વથા. ૮

સ્વદેશિ મિત્ર! સાધનો ઘટીત સર્વ મેળવો;
વિદ્યા ભણી વિવેકથી મતી તમારી કેળવો;
વધારિને વિચાર શક્તિ વાપરો વિશેષતા;

---

૧ અગ્નિ. ૨ બેહેરૂં.

કરાય સાધનો થકી તમામ કામ સર્વથા. ૯
શ્રિમંતને ધિમંત તેમ ભૂપને પ્રજા મળી;
મંપ્રે સુખાર્થ એક દીલ રાખિ એકઠા મળી;
પ્રભૂ પ્રતાપથી ફળો થશેજ અષ્ટ ફાવતાં;
કરાય સાધનો થકી તમામ કામ સર્વથા. ૧૦

---

## कजीयानुं मो काळुं.

### છંદ ચબોલા.

કજીયો નામ કોવાડા સરખૂં, તિક્ષ્ણ ધારા વાળું;
હર્ષ વૃક્ષને હણે હમેશાં, કજીયાનૂં મો કાળું. ૧
ક્રૂર રૂપ કજીયાનું ધારો. મહા ભયંકર ભાળ્યૂં;
કામ કરે કરવતના જેવૂં, કજીયાનૂં મો કાળૂં. ૨
વિષમ વૃક્ષ કજીયાનું કહીયેં, વસમા* કાંટા વાળું;
ઝેર ભરેલાં ફળ છે તેનાં, કજીયાનૂં મો કાળૂં. ૩
કજીયે કાઢ્યા વંશ કૈકના, ઘર ઘણાકનૂં ઘાલ્યૂં;
રાજ તજાવિ કર્યા રખડતા, કજીઆનૂં મો કાળૂં. ૪
કજિયે કૌરવનું કુળ છેદ્યું, જાદવ કુળ પરજાળ્યૂં;
રાવણ સમ રોળાણા કજીયે. કજીયાનૂં મો કાળૂં. ૫
કજિયે સુત પિતુ માત ન પાળે, માત તાત ન મયાળૂં;
પતિ પત્નીમાં ઉડે પગરખાં, કજીયાનૂં મો કાળૂં. ૬
કજિયે ફુળ પણ કડવું લાગે, ભોજન ન ગમે ભાળ્યૂં;
ભવ્ય વિભવ પણ લાગે વસમો, કજીયાનૂં મો કાળૂં. ૭
કજીયે ઘર સંસાર ગમે નહી, કુટુંબ પણ નહિ વહાલૂં;
સગાં સ્નેહી સૌ શત્રુ સરખા, કજીયાનૂં મો કાળૂં. ૮
નાત જાતની વાત ન માને, માનવી જે કજીયાળૂં;
રાત દીવશ નિરાંત ન પામે, કજીયાનૂં મો કાળૂં. ૯

---

* અજ્ઞાત. ખમી ન શકાય તેવા.

જીવે સર્પાદિક જો કરડે, કરડે શ્વાન શિયાળું;
કજીયે કરડ્યો કોઈ ન ઉગરે, કજીયાનૂં મો કાળૂં. ૧૦
મનાય જીવતૂં મુવા છતાં પણ, મનુષ્ય કીરતીવાળું;
મુવું જીવતું જન કજીયાળૂં, કજીયાનૂં મો કાળૂં. ૧૧
કજીયાનાં ઘર મિલ્કત મૂકો, હય હાથી સૂખ પાલૂં;
કજીયે મળતું તજો કોટી ધન, કજીયાનૂ મો કાળૂં. ૧૨
કજીયે મળતાં કડાં ઉતારી, મળતા શાલ દુશાલૂ;
તુચ્છ ગણી તે તજો તમે સૌ, કજીયાનૂં મો કાળૂં. ૧૩
પરનું તે નહીં થાય આપણૂં, આપણું જે કજીયાળૂ;
ભોગવશે જે જેનૂં તે તે, કજીયાનૂં મો કાળૂં. ૧૪
ક્ષણિક સકળ જોબન તન ધન સુખ, ભવસુખ ભય મયભાળ્યૂં;
ભજી પ્રતાપિ પ્રભુ પાપ પ્રજાળો. કજીયાનૂ મો કાળૂં. ૧૫



## समाधानिथी वर्तवा विषे.

છંદ ચબોલા.

જન જાતીમાં જન્મ ધરીને; સુખી થવા નર નારૂં;
હળીમળી હેતે સૌ વરતો, સમાધાનિમાં સારૂં. ૧
આ જગમાં કાંઈ નથીઆપણૂં, તન ધન જોબન ચારૂં;
માટે માથાકૂટ ન કરશો, સમાધાનિમાં સારૂં. ૨
મેળવીને આખી ઉમર, સૌ મર તું માને મારૂં;
મૃત્યુ નહિ મેલે કુટિ મરતૂં, સમાધાનિમાં સારૂં. ૩
ક્રોડ ગમે નૃપ ગયા કોટિ તજી, કોટીધ્વજ શાહૂકારૂં;
કોડિ એક ન લાગી કામે, સમાધાનિમાં સારૂં. ૪
વસ્તિથી વસતો ઘર વૈભવ, ભવ્ય વસ્તુ ભંડારૂં;
પડતાં મૂકી જવું પલકમાં, સમાધાનિમાં સારૂં. ૫
શિક્ષા માન ધરી માનવિયો, માને મારૂં તારૂં;

*માનિનતામાં માત્ર મુંઝાણો, સમાધાનિમાં સારૂં; ૬
શું થયું આવે હુકમ હાથમાં, બનતા શુભ શીર દારૂં?;
રંક રાય સરખા છે સ્વર્ગે, સમાધાનિમાં સારૂં. ૭
પડતી ચડતી દશા જોઇને, જરૂ નહિ હદ બારૂં;
વખત પ્રમાણે રખત‡ રાખવી, સમાધાનિમાં સારૂં. ૮
થતાં રાત દિન જોઈ વિચારો, ઉગતૂં અસ્ત થવાનૂં;
જનમ્યું તે મરવાનું જાણો, સમાધાનિમાં સારૂં. ૯
દુશ્મન કોઈ દિશે દુનીયામાં, કોઈ પ્રતિદિન પ્યારૂં;
પાંચ આંગળી પણ નહીં સરખી,સમાધાનિમાં સારૂં.૧૦
કડવૂં વેણ વદે તે કડવૂં, સમજી થવૂં ન ખારૂં;
જે જેવૂં તે જણાઈ રહેશે, સમાધાનિમાં સારૂં. ૧૧
હલકા જન હલકાઈ ભરેલા, હલકા કરે વિચારૂં;
છલકાવૂં નહિં બની છાકટા, સમાધાનિમાં સારૂં. ૧૨
નર! તૂં કર્મ કરીશ નહિં નરતૂં, ધન જીવન તો તારૂં,
કાળ ઝડપશે ચક્ર કાળનૂં, સમાધાનિમાં સારૂં. ૧૩
આશા પાસ બંધ છે અધિકો, બળિયા મનોવિકારૂં;
દબાવવાને દાવ ન ચૂકો, સમાધાનિમાં સારૂં. ૧૪
મતી વિવેકથી અતી વિચારી, ન થવા રતી નઠારૂં;
થવા કીર્તિ શુભ નીતેં વર્તો, સમાધાનિમાં સારૂં. ૧૫
સમાધાનિં સદગુણની થાપણ, ડા'પણ દુખ હરનારૂં;
આપણથી તે અલગ ન કીજે, સમાધાનિમાં સારૂં. ૧૬
કરેવા તન મન ધનથી બનતા,પ્રતિદિન પર ઉપકારૂં;
દ૯ પ્રતાપિ પ્રભુ પ્રીતેં સમજો,સમાધાનિમાં સારૂં. ૧૭

---

## ભભુતનેં ભરૂશેં ન રેહેવું જોઇએ તે વિષે.

**છંદ વંશસ્થની ચાલ.**

પ્રણામ પ્રીતેં કરિયેં પ્રભૂ તને, સુખી થવા સર્વસ પ્રાણિ ભૂતને.

---

* અભિમાન. ‡ ધારણા. ૧ ધુતારા અથવા વેષધારી લોકો.

વિદારવા દુષ્ટ રિવાજ ભૂતનેં; ન રે'વું એવા ભરૂંશે ભભૂતને. ૧
બતાવિ જાદૂગર ઢોંગ ધૂતવા; ભ્રમાવિ ભોળા જનને ભલૂં થવા;
ઠગે કરી તસ્કર કૈક તૂતનેં; ન રે'વું એવા ભરૂંસે ભભૂતને. ૨
ઝુંશી ભભૂતી બનિ જૂઠ જોગડા; ધુણી ધખાવે સહિ ધુત્રની ઘટા;
ખરી રિતેં ઓળખિ તે અશૂદ્ધનેં; ન રે'વું એવા ભરૂંશે ભભૂતને. ૩
થયો મહારોગ છતાં ઉછેદવા; ભુવા ભરાડાથિ ભમી તજે દવા;
પછીથિ પસ્તાવું પડે [1]પ્રબૂધનેં; ન રે'વું એવા ભરૂંશે ભભૂતનેં. ૪
વિચારિને તેમ તમે સ્વદેશિયો; તપાશિને દુષ્ટ તમારિ દેશિયો;
તમામ તોડો, વિરચિ વિશુદ્ધનેં; ન રે'વું એવા ભરૂંશે ભભૂતનેં. ૫
સુધારવા સર્વ પ્રજા સ્વભાવથી; ભણાવવા બાળ વિશેષ ભાવથી;
વધારિ ભાષા શુભ સંસ્કૃતનેં; ન રે'વું એવા ભરૂંશે ભભૂતનેં. ૬
તજી તમે આળશ ઊદ્યમી બનો; ઘટીત રીતેં ગુણ લ્યો તબીબનો;
સુબોધનૂં ઔષધ દ્યો અબૂધને; ન રે'વું એવા ભરૂંશે ભભૂતનેં. ૭
ઉથાપવા આગ્રહથિ અધર્મનેં; થપાવવા સ્નેહ થકિ સ્વધર્મનેં;
કપાવવા જેહમ રિપૂ [2]વરૂથ્થનેં; ન રે'વું એવા ભરૂંસે ભભૂતનેં. ૮
છુપેલિ કીર્તી સઘળી છપાવવા; છપાયલી છાપ જુઠી છપાવવા;
છપાવવા ગ્રંથ વડા વિબુદ્ધનેં; ન રે'વું એવા ભરૂંશે ભભૂતનેં. ૯
ખરાબ ધારા સઘળા સુધારવા; ખરા સુધારા સઘળે વધારવા;
જગાડવા સર્વ રિતેંથી સુસ્તનેં; ન રે'વું એવા ભરૂંશે ભભૂતનેં. ૧૦
વિશેષ વિશ્વાશ વિદેશિ આવતાં; ખરા હક્કો નાહક જાય ચાંપતા;
સ્વદેશિયો! સાવધ થઈ સપૂતનેં; ન રે'વું એવા ભરૂંશે ભભૂતનેં. ૧૧
સદા સમાધાનિ કરી સ્વદેશમાં; પ્રસીદ્ધ કીર્તી કરવા પ્રદેશમાં;
સુખો સમાનાં ન થવા વિરૂધનેં; ન રે'વું એવા ભરૂંશે ભભૂતનેં. ૧૨
શ્રિમંત ધીમંત સદા હળીમળી; સચેત થઈ આ લઘુ અર્જ સાંભળી;
ઉખેડવા આચરણો અશુદ્ધનેં; ન રે'વું એવા ભરૂંશે ભભૂતનેં. ૧૩
ઘટીત યત્નો ઘડવાં ઘડી ઘડી; પ્રવર્તવા પાછળ રો' ન પા ઘડી;
સતેજ થાવા સૌ દેશિ ભ્રાતનેં; ન રે'વું એવા ભરૂંશે ભભૂતનેં. ૧૪

---

[1] સમજુ, વિદ્વાન. [2] જુથ, ટોળુ, સમુદાય.

સ્વદેશિ સાથે કર્યું આર્ય ભૂતને; વિદાર ભોળા વણ રૂપ ભૂતને;
પ્રતાપથી પ્રાપ્ત થવા પ્રભૂત્વને; ન રે'વું એવા ભરસે ભભૂતને.૧૫
ભવાબ્ધિ ભારે ઝટમાં જવા તરી; ભજો પ્રભૂને તજિ ભૂત ભ્યંતરી,
સુવર્ણ આદિ તજિ ધાતૂ શુદ્ધને; ન રે'વું એવા ભરસે ભભૂતને. ૧૬
સ્વદેશ વાત્સલ્યપણે સરાસરી; વિચારિ લ્યો મત્લબ વાંચિ પાંશરી;
ક્ષમા કરો સર્વ રીતે સ્વદૂતને; ન રે'વું એવા ભરસે ભભૂતને. ૧૭

---

## માબાપે છોકરાંને નિશાળે મૂકવા વિષે.

ઝૂલણાં છંદ.

પ્રથમ પરમેશને પ્રેમથી પ્રણમીને, સૂચવું સર્વ જન સ્નેહ આણી;
જાણતો હૂં નથિ એશ ઉપદેશ પણ, લેશ આ અર્જ લેજો પ્રમાણી;
દાસનો દાસ ગણિ રોષ નહિં લાવશો, અલ્પ *આયાસ અભ્યાશ ટૂંકો;
ભાવથી ભાળિ પિતુ માત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો. ૧
સરસ નિશાળ વણ, શાલ શા કામની? વ્યર્થ સૌ વસ્ત્ર બહુ માંલવાળા;
બાળને ઘાલવાં ભાવતાં ભૂષણો હેમમય લાલ મણિ માલ ઢાલાં;
સાર શીખ્યાં વિના બાળને લાડ તે રાખ્યમાં મારવી ફોક ફૂંકો;
ભાવથી ભાળિ પિતુ માત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો. ૨
આદમી જ્ઞાન વિદ્યા વિના ગર્દભો, વ્યર્થ અભિમાનિ વિવેક વોણો;
માન અપમાનનૂં ભાન ભાળે નહીં, આખલા સાંઢ સમ તે અકોણો;
આખરે હારિ સંસારમાં શ્વાન સમ ટાપલા સાંખિને ખાય [1]ટૂકો;
ભાવથી ભાળિ પિતુમાત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો. ૩
યોગ્ય ઉપયોગનો જોગ જાણે નહીં, લાભનો લોગ પણ ક્યાંથિ લાવે?
મોગરો મેલિ ખળ આખરો ખોળતો, કેળ હણિ બાવળો બીજ વાવે;
નફ્ટ નાદાર થઈ જાર જૂગારિઓ, બોળિ દે બાપનો લેખ રૂંકો;
ભાવથી ભાળિ પિતુ માત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો. ૪
સરસ નિશાળથી સરસ વિદ્યા મળે, સરસ વિદ્યા સરસ બુદ્ધિ લાવે,

---

* મેહેનત. ૧ બટકું રોટલો.

સરસ બુદ્ધીથી ગુણ સરસ સઘળાં મળે, સરસ ગુણ સરસ વીચાર વાવે;
સરસ વિચારથી સરસ સુખ મેળવી, કીર્તિનો કોટ બાંધે [1]મજબૂત;
ભાવથી ભાળિ પિતુ માત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો.
સરસ વિદ્યા શિખિ સરસ રિત આચરે, સરસ તજિ નરસ નિષ્ઠે ન ધારે;
સરસ વિવેક ગ્રહિ, છેક છલકે નહિં, ટેક ધરિ નેક નીતી વધારે;
આર્યને ઓપતૂં કાર્ય તે આદરે, સ્વાર્થ ગણિ વાદ ન વદે વધૂકો;
ભાવથી ભાળિ પિતુમાત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો. ૬
વિવિધ વિદ્યા વિના લાખ ધન રાખસમ, લાખનિ લાજને ઝાંખ વાળી;
પાંખ વણપક્ષિ જ્યમ [3]વ્યોમ જઈ નવશકે શું શકે આંખવણ અંધભાળી!
ભવ્ય ભંડાર, વણ પાર વૈભવ તણા, સરસ વિદ્યા વિના [2]વાદ સૂકો;
ભાવથી ભાળિ પિતુ માત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો. ૭
યોગ્ય વિદ્યા વિના દેશિ નૃપ એશી રહ્યા, પરમ વિદ્વાન પરદેશ પોતા;
ભર્મમાં દેશિજન ધર્મ સમજ્યા નહીં, શર્મ તજિ મર્મ જરિયે ન જોતા;
ખોટ ખાધી હવે બહુજ બાધા લઈ, સત્વ દઈ ભોગવે માત્ર ભૂકો;
ભાવથી ભાળિ પિતુ માત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો. ૮
પાળકો બાળ તત્કાળ તત્તકારજો, હારજોમાં હવે હામ હૈયે;
પુસ્તકો આદિ સૌ જોઇતાં સાધનો, આપતાં લોભ લેશે ન લૈયે;
બાળ સૂધર્યાવિના સદન ધન આદિ સુખ, સમજવાં લવણવણ લોટ લૂખો;
ભાવથી ભાળિ પિતુ માત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો. ૯
સરસ નિશાળ સુખ સર્વનું બારણૂં, પારણૂં પરમ ચતુરાઈ કેરૂં;
વારણૂં[4] ત્રિવિધ સંસારના તાપનૂં, નર્ક નિવારણૂં ઠામ ઠેર્યૂં;
સર્વ સંતાપ આપત્તિ તેથી ટળે, તે વિના પામિયે દુષ્ટ દૂખો,
ભાવથી ભાળિ પિતુમાત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો. ૧૦
પાળકો તેજ જે બાળને બોધશે, બાળકો જે પિતુ બોધ પાળે;
ગ્રાહકો તેજ જે ગ્રહણ ગુણનૂં કરે, ચાહકો તેજ જે ભાવ ભાળે;
જાણિ અલ્પોપમા ખચિત રાખો ક્ષમા, જોસમાં જોઈ પરતાપ ચૂકો;
ભાવથી ભાળિ પિતુ માત સંભાળથી સરસ નિશાળમાં બાળ મૂકો. ૧૧

---

૧ મજબુત. ૨ મના કરેલું. ૩ આકાશ. ૪ મટાડવાનું ઓશડ.

## मिथ्या विवाद अथवा अभिमान न करवा विषे.

### ઈંદ્ર વિજય છંદ.

ઘાલિ ફિસાદ વિવાદ વૃથા થકિ જે બકવાદ કરે અતિ ખાલી,
ખાલિ ખુવે મુળથી કુળલાજ, વળે નહીં જે અતિ યત્નથિ વાળી;
વાળિ વળે નરતી કિરતી, શું રહે ન રતી કિરતી પછિ ઢાલી,
ઢાલિ કરે ઠકરાઈ, ગયે પકડાઈ, રહેજ નિચૂં શિર ઘાલી. ૧
રાજિ રહી દિલમાંહિ નિરંતર, જે નર જૂઠિ કરે પતરાજી,
કાજિ બની નિજ વાત થવા ખરિ, લે તકરારે અધીક *નકાજી;
લાજિ રહે ન મિથ્યા અભિમાનથિ, આવિ દિયે સમજૂત અલાજી[1];
તાજિ કરે તકરાર વૃથા પછિ, આખર તે નર ખાય ખતાજી. ૨
રાજિ રહે નિજ સ્વારથમાં, પરમારથ પંથ ગ્રહે નહિ પાજી,
પાજિનિ સોબતમાં વિચરે, ઉચરે તકરાર સદૈવ નકાજી;
કાજિ કુરાનિ પુરાણિ સુપંડિતથી, કંઈ વાત રખાય નહિ સાજી,
સાજિ સ્વસાજ સ્વરૂપ નિહાળિ, પ્રતાપ કરે પરથી પતરાજી. ૩

---

## काम कामने शीखवे ते विषे.

### અષ્ટાદશી સોરઠા.

વ્યાપક વિશ્વાધાર, ઘટ ઘટ ઘટતું સુચવે:
પ્રગટ વિવેક વિચાર, કામ કામને શીખવે. ૧
જનમી બાળક જેમ, પય પીયે તન[2] ચૂસવે;
સ્મજે ત્રપ્ત થઈ તેમ, કામ કામને શીખવે. ૨
હરેક હાજત થાય, અશક્ત શીશૂ બળથી;
રૂવે સત્વર સંભળાય, કામ કામને શીખવે. ૩
પિતું મરતાં ઘર કામ, થશે કેમ સૌ કો કહે,
કરશે પુત્ર તમામ, કામ કામને શીખવે. ૪

---

* નકામી. ૧ અલ્લા, ઇશ્વર. ૨ સ્તન.

દિવાન ને દરબાર, રાજ્ય સુધારી સાચવે,
વધે પ્રજાનો પ્યાર, કામ કામને શીખવે. ૫
અરજી કોરટ માંય, આવે જવાબથી જુવે,
છેવટ થાય છણાઈ, કામ કામને શીખવે. ૬
સમજિ તક શાહુકાર, ધંધાથી ધન મેળવે,
વધે જેમ વ્હેવાર, કામ કામને શીખવે. ૭
નિર્ધન થતાં ધનવાન, ગ્રહણી[1] ગ્રહધન જાળવે,
જ્યાંહા લગિ સુત અજ્ઞાન, કામ કામને શીખવે. ૮
પક્ષિ પણ વણ હાથ, તૃણથી ઘર શુભ ગોઠવે,
વિંધે નહીં વરશાદ, કામ કામને શીખવે. ૯
જોતાં જનો બિમાર, વૈદ ઘટિત ઔષધ દિયે,
વધવા ન દે વિકાર, કામ કામને શીખવે. ૧૦
માટે દેશિ લોક, દેશી હુન્નર કેળવે,
ફેરો થશે ન ફોક, કામ કામને શીખવે. ૧૧
તજી આળશ અળગાર, ઉદ્યમ અધિક વધારવે,
મળશે લાભ અપાર, કામ કામને શીખવે. ૧૨
હોંશે થઈ હુંશીયાર, દ્રઢ હીમ્મત દિલ ધારવે,
હઠશે કષ્ટ હજાર, કામ કામને શીખવે. ૧૩
દુર્ગુણ થાવા દૂર, સત સંગત નિત શેવવે,
જાગ્રત થશો જરૂર, કામ કામને શીખવે. ૧૪
જાગ્યા ત્યાંથી સવાર, જાણી દિલ નહિં ઝાલવે,
સૌ સુખ શાંતિ થનાર, કામ કામને શીખવે. ૧૫
આપણનૂં અજ્ઞાન, માત્ર આપણે મૂંઝવે,
ચેતો ચતુર સુજાણ, કામ કામને શીખવે. ૧૬
સુબોધની શમશેર, એવી ખળતા કાપવે,
મટશે કાળો કેર, કામ કામને શીખવે. ૧૭
સમઝી સૌ માબાપ, ભાવે શિશુ ભણાવવે,

---

૧ ઘરની સ્ત્રી.

પામે સુજશ પ્રતાપ, કામ કામને શીખવે. ૧૮
ધરિ સદગુણ શ્રંગાર, મતિ વિવેક પતિ મેળવે,
વધશે તો સુવિચાર, કામ કામને શીખવે. ૧૯

## વૈરાગ્ય ભક્તિ વિષે.

### સવૈયા.

કાળહિ જાળ કરાળનમેં[1] કરર[2], ઝાલ જનો જનપાલહિ જોરે;
જાન અજાન રહે ઉનતેં, અભિમાન હિતેં જગકી મગ[3] દોરે;
જો તપ પુન્ય પ્રતાપ મિલો, નર દેહરૂપી રજમેં ધન રોરે,
ક્યોં ન ગમાર ભજે ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૧
લાલચ સૂખ ચહે ધન લંપટ, પુત્ર પ્રિયા પટ ભૂખન મોરે,
જો છન એક મિલે સુખ સાધન, જાનત માનત હે દ્રઢ મોરે;
છાંડ ગુરૂ સદ સંતકિ સંગત, મંગત હે શઠ લાખ કરોરે,
ક્યોં ન ગમાર ભજે ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૨
આયુશ નાશિત ભાંસત હે, પરતાપજ્યું યૌવન જાત બહોરે,
જોહુ ગયા દિન ફેર ન આવત, કાળ એહી બિધ જાત ભખ્યોરે;
માનહુ શ્રી[4] જળમોજ સમી, છનભંગુર જીવિત બિદ્યુત સોરે,
ક્યોં ન ગમાર ભજે ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૩
આવત કામ નહીં પટ ભૂખન, કામ ન આવતહે ગજ ઘોરે,
આવત કામ ન ધામ વિરામ, ન આવત કામ હજામ[5] હીંડોરે;
આવત દામ નકામ કછૂ, જબ રામ હિ રામ કહી સબ રોરે,
ક્યોં ન ગમાર ભજે ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૪
આવત સંગ નહી પરની[6] તરની[7], ઘરમેં હરની સમ ઘોરે,
માત પિતા ભગની સુત ભ્રાત કહે, જન કોઉ ન નામ ન લોરે;
સ્વારથિ વેં સબકો સમજે, પરમારથ પંથ રચે છન છોરે,
નિત્ય પ્રતાપ ભજો ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૫

---

૧ ભયંકર. ૨ હાથ. ૩ બાજુ, તરફ.
૪ લક્ષ્મી; દોલત. ૫ નોકર ચાકર. ૬ પરણેલી. ૭ સ્ત્રી.

ભોગનમેં ભય રોગનકો, કુળમેં ભય હોય બિયોગનકો રે,
માનનમેં દિનતાપનકો, ગુનમેં ખળકો ધન ચોરહિ ચોરે;
શત્રુનકો ભય હે બળમેં, સઘરે જગમેં ભય બાસ બસ્યોરે,
નિત્ય પ્રતાપ ભજો ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૬
બ્યોમ એકાંત બિચ્ચેં બિચરે ખગ, કાળ તથાપિ નહીં છન છોરે,
હોત અગાધ સમુદ્ર બિચ્ચેં, તદપિ ગ્રહિ ધીમર[1] મીન[2] મરોરે;
વિશ્વ સદા દુઃખદા, સુખદા પરતાપ પ્રભૂ પદપંકજ સોરે,
નિત્ય પ્રતાપ ભજો ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૭
જો ગજ સીંહ ભુજંગ મહા બળિ એ તદપી બશ અંતક ઓરે,
દેખ ગમાર બિચાર હુતે પ્રસર્યો ઉહિ અંત કઠોરહિ ઠોરે;
છાંડ નિતી સદ્ધર્મ સુધાઅરૂ જેહેમ વૃથા બિખકું મત ઘોરે,
નિત્ય પ્રતાપ ભજો ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૮
શિશ જટા શશિકી સુછટા, અરૂ ગંગ ઘટાસિ બહે છતિ છોરે,
હાથ પિનાક ત્રિશૂળ લિયે, ડમરૂ અરૂ ડાક સુઘંટહિ ઘોરે;
જો ખટવાંગ ધરે કરમેં, અરધાંગ ઉમા જગમાતહિ ઝોરે,
સોહિ પ્રતાપ ભજો ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૯
ભૂખન બ્યાલ[3] કપાલ કરેં, ગલે રૂંઢનમાલ સુભભ્રમહિ ચોરે;
પાન કિયો બિખકો જીનહી, ઉનતેં નિગમેં નિલકંઠ કહ્યોરે;
આપ અમાપ પ્રતાપહિતેં, જગ પાપ અરૂ ભવ તાપહિ તોરે તેં;
સોહિ પ્રતાપ ભજો ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૧૦
પાસ ખરે સજિ સાજ ગજાનંન, ભૈરવરૂપ બટૂક બન્યોરે;
સોહતહે હનમંત ષડાનન, ભૂત પિશાચ ફિરે ચહું ઓરે;
બોત બલી ગિનહું જિનકે ગણજો પરતાપ કહો બરનોરે;
સોહિ પ્રતાપ ભજો ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૧૧
જો ત્રિપુરારિ પુરારિ કહાવત, ગાવત જયા કીરતી સબકોરે;
દાનવ માનવ શેષ સુરેશ્વર, આદિ ઉપાસત હે કર જોરે;
દેખત જોઈ[4] દ્રગસેં જગકી મગ, કાપત કષ્ટ કૃપા જળ ઢોરે;
સોહિ પ્રતાપ ભજો ભવતારક, જાત બજે ઘરિયાર ટકોરે. ૧૨

---

૧ મછીમાર. ૨ માછલું. ૩ સર્પ. ૪ દ્રષ્ટી, નજર, ચક્ષુ.

# उपदेश संबंधी छुटक कविता.

---

## परिचय राखवा विषे.

**ઇંદ્રવિજય છંદ.**

પાર પમાય પરીચયથી નર, એજ નકી મનમાં નિરધારી;
શ્રેષ્ટ ગુણો સઉ સંઘરવા, ઉદિયોગ અહો નિશ કિજિયેં જારી;
આમ થવાથી નિરંતર અંતર કેરિ જશે જડતા ઝટ મારી;
મિત્ર સહૂ પરતાપ કહે, કરજો નિત શ્રેષ્ટ પરીચય બારી. ૧

---

## सारी चरचा विषे.

**ઇંદ્રવિજય છંદ.**

આ જગમાં જનનેજ જરૂર, રૂડી ચરચા સઘળૂ સુખ આપે;
બુદ્ધિ અતીશય સ્વચ્છ કરે વળિ છાતિયેં જે સુવિચારજ છાપે;
વ્હેમ વિનાશ કરી ઝટ માંય, અને જડતા સઘળી સટ કાપે;
ખાતરિથી પરતાપ કહે ચરચાજ રૂડી સુવિચાર સુથાપે. ૧

---

## सुधारी लखवा विषे.

કરૂં અર્જ હૂં આજ મિત્રો સહૂને, શુણી રાખજો ધ્યાનમાં જે કહૂં તે,
હરો વેગથી ચાલતો દુષ્ટ ધારો, કરો પ્રીતથી અક્ષરોમાં સુધારો. ૧
તમે અર્ધ વીરામ વિરામ જાણો, વળી પ્રશ્ન આશ્ચર્ય ચિન્હો પ્રમાણો;
ઘટે તેવિ રીતે લખીને ઉચારો, કરો પ્રીતથી અક્ષરોમાં સુધારો. ૨

---

## वांचवा विषे.

**દોહરો.**

સદાય પૂસ્તક વાંચવાં, ધરી સૂખની ગર્જ;
કૃપા કરી દિલમાં લહો, ઉપરની આ અર્જ. ૧

### ભુજંગી છંદ.

શુણી ઉપલી અર્જ તે મિત્ર મારી, તમે આપજો ધ્યાન દીલેં વિચારી;
રૂડાં શાસ્ત્ર કેરો સદા સ્વાદ ચાખો, સદા પૂસ્તકો વાંચવા શોખ રાખો. ૨

### સિંહાવલોકી સવૈયા.

મળશે ખુશિ એથિ હમેશ ઘણી, દિલના કુવિચાર બધા ટળશે;
ટળશે જડતા વળિ જીભ તણી, સુવિચાર થકી સુખ સાંપડશે[1];
પડશે નહિ દૂખ થકી ડરવૂં, શુભ જ્ઞાન અને સુનિતી જડશે;
જડશે જગમાં પણ માન અતી, કિર્તિ શૂભ વિશ્વ વિશે મળશે. ૩

---

## વિવેક વિષે.

### વસંતતિલકા છંદ.

મિત્રો ધરી ઉર વિષે અરજી અમારી,
બુદ્ધિ વિવેક થકિ શૂદ્ધ કરો તમારી;
જેથી હમેશ જગમા શુભ કિર્તિ થાશે,
પર્લોકમાં પણ વિશેષ ગતિ પમાશે. ૧

### દોહરો.

વિવેકથી જન જગતમાં, શુભ જશવંત મનાય;
વણ વિવેકનો આદમી, ગર્દભ તુલ્ય ગણાય. ૨

### નારાચ છંદ.

વિવેકથીજ વિશ્વમાં મનુષ્ય સૂખ પામશે,
વિવેકથીજ દુષ્ટ દૂઃખ સદ્યમાં વિરામશે;
વળી વિવેકથી મળે વિશેષ માન સર્વદા,
વિવેકિ રાજકાજમાં ગણાય શ્રેષ્ટ તે સદા. ૩

---

[1] મળશે.

## दुर्जन सज्जनना लक्षण विषे.

### દોહરા (બહિર્લાપિકા).

જે જન જન્મી જગતમાં, જશનાં ન કરે કામ;
ગર્જ સુધારે આપની, દંભ થકીજ તમામ. ૧
બેશ ગણીને તેહનું, સહ્હા લે શુભ કામ;
દાવાનળ દુખ દેખતાં, યશનું ન મળે નામ. ૨
આદર કરિયેં એહનો, સદ કારજ મોઝાર;
ભાષણ અવલું ભાંખશે, નીચ નફટ નાદાર. ૩
આશ ન કરશો એહની, બાળક વૃદ્ધ જૂવાન;
દીવશ રાત ડરો તમે, રાખી મનમાં ગ્નાન. ૪
ખીર અન્ન સમ સમજવા, સજ્જન લોક તમામ;
ભાવથકી તે ભેટતાં, સદ્ય પૂરશે હામ. ૫
દોષ મટાડે દેખતાં, માંન મળે બહિ બાત;
શુભ વિચાર તેવા કરો, બુદ્ધી યકિ સાક્ષાત. ૬
ધી સુધરશે સજનથી, નીતી શુભ શિખાય;
વૃત્તિ વશ એથી થશે, ધીરજ દિલે ધરાય. ૭
કરો બોધ તે સર્વને, રોજ મોક્ષનો સાર;
જેમ કરાવે યશનો, સજ્જન શુભ સરદાર. ૮

---

## चाडी विषे.

### ઇંદ્રવિજય.

સાયત[1] જેહ કરે નહિ રાયત[2], ચાયતથી[3] કરતાં જન ચાડી;
ચોકસ બુદ્ધિ ન તેનિ ગણો, ગણવો નર ચોકસ તેજ અનાડી;
જો લત એ વળગી પછિ તે નહિ, શ્રેષ્ટ ગણે શુભ દોલત વાડી;
ખાય પિયે ન સુખે કરિને, સુખથી ન સુવે નિજનું કૃત પાડી. ૧

### દોહરો.

સોબત કરો ન તેહની, ગણી નફટ નાદાન;
ચુગલીના કરનારને, કદિયે ન મળે માન. ૨

---

૧ ઘડીએક, પળ. ૨ સબુરી, ધીરજ. ૩ કાળજી.

### તોટક છંદ.

કહું મિત્ર સહૂ સુણજો મનથી, સુખ સાધન શોધ કરો તનથી;
કુવિચારથિ મૂકત કરો ન મતી, સુખ તેથિ મળે નહિ એક રતી. ૧
વળિ વ્યાધિ થશે પણ એથિ ખરી, દિલમાં વસશે દુખ રૂપિ છરી;
જનથી પણ માન મળે ન કદા, દિલ દાઝ મટે નહિં તેથી સદા. ૨
ડરજો નિત દૂર્જન સંગ થકી, કરજો વિદ્વાનથિ પ્રીત પકી;
સુણજો ઉપદેશકનાં કથનો, વદજો સુવિચાર કરી વચનો. ૩

### દોહરો.

સુખ ઉપજે સંસારમાં, તેવા કરો ઉપાય;
માત તાત જે દેખતાં, દિલમાં રાજી થાય. ૧

### કુંડળિયો.

અનુસરતો અભ્યાસને, નિયમ ઠરાવો એક;
સો ચાલો તે રીતથી, રાખી મનમાં ટેક.
રાખી મનમાં ટેક, કદી બદ શબ્દ ન બોલો;
સદા કરો સુવિચાર, વૃથા ઉચ્ચાર ન ખોલો;
કરી વિદ્યા અભ્યાશ, સદા શુભ નીતે વરતો;
સુખ પામે માબાપ, નિયમ બાંધો અનુસરતો. ૧

---

## मनोरंजक सभामां करेला भाषणमांथी.

### સિંહાવલોકી સવૈયા.

ડરવા કિર્તિ શૂભ મંડળિની, અતિ પ્રીત ધરો વિદિયા વરવા[1];
વરવા કુવિચાર તજી પ્રિય મિત્ર, ખુશી ન રહો અમથા ફરવા;
ફરવા શુભ શોધક સાથ સદા, ખુશિ રો' નિજ ધર્મ રૂડો ધરવા;
ધરવા ઉદિયોગ ખરા દિલથી, શુભ યત્ન કરો સુખમાં ઠરવા. ૧

### લલિત છંદ.

વળિ સભા વિશે, વીનતી કરૂં, દિલ વિશે રૂડી, આશ હું ધરૂં;

---

૧ ગ્રહણ કરવા.

સૌ સભાસદો, શ્રેષ્ટ માનિને, સુખ વિષે વસો, સ્નેહ આણિને. ૨
શુભ વિચારથી, સૂખ પામવા, યત્ન સોધજો, દૂખ વામવા;
નિત સભા વિશે, સૂખ રાખવા, યુક્તિ આદરો, કીર્તિ દાખવા. ૩
સદ્ગુણો અહો, જ્ઞાન સાંભળી, કીર્તિ પામશે, તેથિ મંડળી;
દિલથી દુર્ગુણો, ત્યાગિ નાંખજો, શાસ્ત્રનો સદા સ્વાદ ચાખજો. ૪
મિત્ર સર્વનાં, કષ્ટ કાપજો, શુભ વિચારથી, સૂખ આપજો;
શુભ રીવાજમાં, સદ્ય થાપિને, ઝટ સુધારજો, જ્ઞાન આપિને. ૫

### ઇંદ્રવિજય છંદ.

હોશ થકી હુંશીયાર થવા તણું, સાધન શ્રેષ્ટ સભા સમજીને;
સદ્ગુણ સર્વ ગ્રહી દિલમાં, થકિ દૂર્ગુણ દોષ તમામ તજીને;
સંપ સદાય રૂડો મજબૂત, સભાસદ સર્વનિ સાથ સજીને;
ઉદ્યમ શ્રેષ્ટ કરો દિન રાત, ખરા દીલથી જગદિશ ભજીને. ૬
આ સુચના શુણિ પ્રીય મિત્ર નકી, મનમાં દૃઢ નીશ્ચય ધારી;
આગળનાં અટકેલ સુકામ, ઘટે કરવાં ફરિથી ઝટ જારી;
એમ કર્યા થકિ મંડળીને મળશેજ, ખરેખર આબરૂ સારી;
પાય નમી પરતાપ કહે, બનશે શુભ સાધન તે સુખકારી. ૭

---

### મનહર છંદ.

ધારિ ધારિ ધીરજને અધિક અભ્યાસ કરો,
મારિ કામ ક્રોધ મોહ વરતે સુરીતથી;
સારિ સારિ ચોપડિયો વાંચવાનો નિયમ,
રાખો અનુભવ થકી જ્ઞાન મેળવો ખચીતથી;
તજિ વૃથા અભિમાન, જ્યાંહા બિરાજે વિદ્વાન,
ત્યાંહા જૈ બેસવાનું ધારો તમે પ્રીતથી;
સુણો સારી સારિ વાત, દુષ્ટનો તજો સંઘાત,
કહું મિત્ર દિન રાત, ડરો વિપરીતથી. ૮

### સિંહાવલોકી સવૈયા.

. ધરજો નિત ધ્યાન મહેશ તણૂં, ડરિ તે થકિ કામ રૂડાં કરજો;

કરજો વિદવાનથી સ્નેહ સદા, પણ મૂરખથી મનમાં ડરજો;
ડરજો સઉ દુષ્ટ વિચાર થકી, કહિ વાત કદી ન તમે ફરજો;
ફરજો ન કદી નિજ ધર્મ થકી, સુવિચાર સદા દિલમાં ધરજો. ૯

### ઇંદ્રવીજય છંદ.

આળસ ત્યાગ કરી પ્રિય મિત્ર, ગ્રહો શુભ ઉદ્યમ ને ગણિ સારો;
વાદ વૃથા તજિને નિશદિન મુખે થકિ વાક્ય રૂડાંજ ઉચારો;
નમ્રપણું ધરિને મનમાં નિત ક્રોધ રૂપી રિપુને ઝટ મારો;
નિત્ય ઉમંગ થકી વસવા, અતિ પ્રીતથિ સાચવજો શુભ ધારો. ૧૦
સંપ સજી સઉ સાથ સદા ખુશિમાં રહિને દિન રાત ગુજારો;
યત્ન કરી ઘટતો દિનનિશ કરો શુભ જ્ઞાન તણોજ વધારો;
કામ રૂડાં કરવાં જગમાં દિલથી ન તમે કદિ હીમત હારો;
નિત્ય વિવેક ધરી મનમાં શુભ શાસ્ત્ર અતી પ્રિયતાથી વિચારો. ૧૧

---

### સવૈયા.

પ્રણમે મન તૂં પ્રભુ પ્રીતિ પુરસ્સર[1] તો જગ વ્યાધિ બધી વિરમે;
વિરમે પણ તો ન પમાય વિરામ, સુહામથિ ભક્તિ વિષે ન ભમે;
નભ મેઘ મહિં શશિ સૂરજનો, સરજનાર પ્રભૂ ભજતાં ન ખમે;
ન ખમેથિ ખમાય થતાં જગમાં, દુખ જાણિ પ્રતાપ પ્રભૂ પ્રણમે. ૧૨
ફરિયેં હરિયેં હરિ તારિ કૃપાથિ, દિલેં દૃઢ ધ્યાન તમારૂં ધરી;
ધરિ આ જગ સૃષ્ટિ ધરા નભ કોટિક પ્રાણિ પદાર્થ અને અદરી[2];
દરિયાથિ ભવાબ્ધી અતી અઘરો, જન કેમ શકે ઝટમાં ઉતરી;
તરિયેં જગરાય દયાથિ પ્રતાપ, પ્રભૂ કરૂણા વિણ જન્મ ફરી. ૧૩
કરિયેં સદ્‌ભક્તિ પ્રભૂ પદની, નર તોજ શકે અઘથી ઉગરી;
ગરિયા સમ આ ભવ ચક્ર ફરે, ફરતાં અમધું અટકે ન જરી;
જરિયેં જગ તાત કૃપા નવ હોયજ, તો નિત પીડ પમાય ખરી;
ખરિ પ્રિતથિ નિત્ય પ્રતાપ ભજો, પ્રભુની પ્રભૂતા દૃઢ યાદ કરી. ૧૪

---

૧ સહીત, ૨ પર્વત.

## મનહર છંદ.

કરવું ન કરવું તે એક બુદ્ધિએં વિચારો,
સલ્હા, લાંચ, ફિતુર, ને યૂધ એ ઉપાયથી;
શત્રુ મિત્ર ઉદાશીને, વશ કરો શબ્દ સ્પર્શે,
રૂપ રસ ગંધ લેતી જીતી ઈંદ્રિ પ્રિતેંથી;
કામ ક્રોધ લોભ મોહ મત્સરાદિ ષટ અરી,
ઓળખિ અને દ્યો દારૂ દાસ દ્યુતને તજી;
ભાષણ કઠોર, હિંસા, થોડે ગુન્હે મોટી શિક્ષા,
ખોડવી બીજાની વાત તજી રહો સૂખથી. ૧
ઝેર એકનેજ મારે, શત્રુ એકને સંહારે,
રાજ વાત ફૂટે પ્રજા રાજા નાસ પામે છે;
માટે સમજૂ જનોએ ગુહ્ય વાત રાજ કેરી,
બોલવી નહીજ બોલે સુખ સંપુ વામે છે;
ગલ્યું એકલાં ન ખાવું, એકલાં સમગ્ર ધન,
ઇછવૂં નહી, ને ચાલવૂં ન એક વાટમાં;
ઘણા જણ સુતા હોય જાગતૂં ત્યાં એકલાયે,
બેસવું નહીજ, એઠે પડિયે ઉચ્ચાટમાં. ૨
ઉપમા ન જેને બીજિ, મહીમા ગહન જેનો,
સ્વર્ગ નિસરણી સમ સત્ય નાવ ના તજો;
ક્ષમાવંતને કહે છે નીરમળ કોઈ પણ,
દયા ગુણ તેથિ દુખ પામશો નહિ બિજો;
બળ નહિ ક્ષમા સમ, અશક્તને ક્ષમા ગુણ,
શક્તને ભુષણ રૂપ, ક્ષમા સર્વ આપે છે;
ક્ષમા સર્વ વશ કરે, દુરીજન જેથિ ડરે,
ક્ષમા વિના કુકરમી નર્ક પડિ કાંપે છે. ૩

## સોરઠો.

ધર્મ સમૂં નહિ પૂન્ય, સાધન નથી ક્ષમા સમૂં;
ઘાત ન કરવો અન્ય, સુખ તૃપ્તિ વિદ્યા થકી. ૪

# ભાગ ૩ જો.

# विविध विषय.

## बागनुं वर्णन.

**સ્નગ્ધરા વૃત.**

દેખી હ્યો આ રૂપાળી, દિશતિ દુર થકી વાટિકા પુષ્પવાળી;
વ્હે છે કેવી નદી આ નિરમળ જળથિ, રાખતી વૃક્ષ પાળી;
કેવી આ વૃક્ષ હારો, અદ્ભુત રચનાથી ઉતાપો મટાડે;
જોતામાં જે જનોને અધિક સુખ કરે, ને કુચીંતા હઠાડે. ૧
જામેલી આ ઘટાઓ, જન મન હરતાં બોધ કેવો કરે છે;
કે' છે કે સંપ સાથે પ્રતિ દિવશ નકી સૂખ શાંતી ઠરે છે;
શોભા ને આબરૂનો જરૂર જગતમાં, થાય સંપે વધારો;
તેની પ્રતીતિ નજર કરિ જુઓ દાખલો આ અમારો. ૨

**ગીતિ છંદ.**

જન મન રંજન કરવા, જન્મ જગતમાં જરૂર તેં લીધો;
ધન્ય તને ઓ! કદળી[૧], જનપર એ ઉપકાર વડો કીધો. ૩
કેળની કુંજ ગલીમાં, શિત પવન તો અધિક સુખ આપે;
પણ વિરહી જનને તે, પ્રિય વિયોગથી સદૈવ સંતાપે. ૪

**શિખરણિ છંદ સિંહાવલોકી.**

ખિલેલાં પુષ્પો આ, ધરિ અધિક શોભા સુખ કરે;
કરે પક્ષિ શબ્દો, સુર મધુરથી તે મન હરે;
હરે છે ઉતાપો, પવન કરિને ટાઢક દિલેં;
દિલેથી આદાશી, ખુસિ હરખ વાધી મન ખીલે. ૫
જુઓ ચંપા જાઈ, અધિક ફૂલથી શોભિત દિશે;

---

૧ વાડી. ૨ કેળ.

દિસેછે કેવાં આ, કમળ ઉઘડેલાં જળ વિશે;
વિશેષે શોભીતો, અધિક પ્રસર્યો ડોલર નવો;
નવોઢાના જેવી, નિકળતિ કળી તેહનિ જુઓ. ૬
ચમેલી ચોપાસેં, જન સૌ તપાસે હરખથી;
લવારા દીશે છે, કુમળિ કળિઓની ભરપથી;
ગુલાબોના ઘેરા, અધિક શુભ વાસેં સુખ દિયે;
વડાં ભાગ્યો વાળાં, પ્રતી દિવશ તે સ્વાદજ લિયે. ૭
ખિલેલી દીશે છે, અધિક દિપતિ માલતિ કળી;
લતાઓ રંગેલી, અધિક પ્રસરેલી શુભ [1]વલી;
[2]અહી વલ્લી ઓપે, અધિક સહુનાથિ નિરખતાં;
અતીશેં દીશેછે, અનુપ ફુલ વૃક્ષો અહિં થતાં. ૮
સુડા ને કોકીલા, અધિક ઉડતા પોપટ ખરે;
મયૂરો ને મેનાં, મધુર સુરથી ગાયન કરે;
બિજાં તેવાં પક્ષી, નહિં ગણિતથી કો ગણિ શકે;
ઉડંતાં આનંદે, નિરખિ જન કેરાં મન છકે. ૯

**શારદૂલવિક્રિડિતછંદ.**

જો જાંબૂ ક્રમરખ જામફળથી, ઝાડો નમેલાં દિસેં;
દીશે દ્રાક્ષ તણા અનૂપ લુમખા, આ શ્રેષ્ટ વેલી વિશે;
વીશેષે સુખદામ અંજિર ઇતીઆદિક મેવા બિજે,
બીજોરાં તડબૂચ રામફળ જે જોતાંજ આપે મજો. ૧૦
આંબા સાખ અનૂપ દાડમ થકી વૃક્ષો અતિ ઓપતાં,
કેળાં લૂમખ થકી ભરેલ કદળી દેખી જનો લોભતાં;
લીંબૂ શ્રેષ્ટ દિસે અને અતિ ઘણાં છે બોર ને આંબળાં,
રૂડાં રાંણ અખોડ આદિક વળી સીતાફળો છે ગળ્યાં. ૧૧
સોપારી શુભ નાળીએર ફળથી વૃક્ષો ભર્યાં તે તણાં,
દિશે શ્રેષ્ટ ખજૂર ખારક તણાં વૃક્ષો ફળેલાં ઘણાં;
ચારોલી પુસ્તાં અને પબડિઓનાં વ્રક્ષ દીશે વળી,
ઝાઝાં જાયફળો લવિંગ તજ ને છે એળચિયો ગળી. ૧૨

---

૧ વેલ. ૨ એક જાતની વેલી.

વૃક્ષો તાલ તમાલ આદિ અધિકાં, દીશે વડો સામટા,
સીસમ સાગ અથાગ પીપર તણી શોભેછ સારી ઘટા;
ઝાઝી આંમલિયો વળી અતિ ઘણા છે લીંબડા શોભતા,
આસૂપાલવ આદિ વૃક્ષ શુભ જે છાંયાથિ સંતોકતાં. ૧૩
વાડી સર્વ સુગંધ યુકત કરતાં વૃક્ષો દિશે સૂખડો,
આપે શ્રેષ્ટ બરાસ વાસ અધિકી, છે પાંદડી ને પડો;
દિશે પુષ્પિત વૃક્ષ તેમ અધિકાં વૃક્ષો ફળે દીપતાં,
જોતાં જે જનને અધિક સુખ દે વૃક્ષો અતી ઓપતાં. ૧૪

વસંતતિલકાછંદ.

રૂતૂ વસંત વળિ વાડિ વિશે વિશેષે, શોભા અધીક જહિં દૂખ ન હોય લેશે,
તેમાં મળે સુજન મિત્ર વળિ સદા જો, સૌભાગ્યવાન જન તેથિ ન કોઈ બીજો. ૧૫

---

# દુધમાં સાકર.

ભુજંગી છંદ.

શુણો સર્વ કો દેશિ મિત્રો અમારા, ગ્રહો સદગુણો હીત માટે તમારા;
વધારો કરો આપની યોગ્યતાનો, ભલી દૂધમાં [1]શર્કરા એજ માનો. ૧
દિશે દેશ જે સર્વથી સ્મૃદ્ધિ વાળો, પ્રજા ઉદ્યમી જ્યાં નહીં રોગચાળો;
પ્રકાશે વળી સૂર્ય જ્યાં વિદ્વતાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો. ૨
વળી જ્યાં રૂડા હૂનરોનો વધારો, સદા ચાલતો હોય વ્યાપાર સારો;
નથી ધાક ત્યાં રાજ કેરી પીડાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો. ૩
[2]ધરા શ્રેષ્ટ ને ખેડ સારી કરાવે, રૂડૂં બીજ રોપે પુરો મેઘ આવે;
નડે જો નહીં તેહને રોગ શાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો. ૪
વધારે સુવિદ્યા રૂડું રાજ પામી, સુધારે સદા દેશની સર્વ ખામી;
કરે ન્યાય જે હીતકારી પ્રજાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો. ૫
યથા જ્ઞાતિમાં સૌ કુળાચાર પાળે, કુરસ્તા હણે ને સુરસ્તા ન ટાળે;
સદા સાચવે માલ સૌ સંપવાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો. ૬
થઇને કુટુંબી વસે એક દીલે, જમે વેંચિને હોય જો એક તીલે;

---

૧ સાકર. ૨ જમીન.

રહે ઉદ્યમાં સૌ તજીને ઉફાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો. ૭
પિતા પુત્ર કે માતને ભ્રાત ભગ્ની, વસે યોગ્ય રીતેં તજી ક્રોધ અગ્ની;
રૂડો ચાલ છે જ્યાં શિશૂ બોધવાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો.૮
મળ્યાં હોય જે સ્ત્રિ પતી બે ભણેલાં, વળી રૂપ *તારૂણ્યમાં છે બનેલાં;
સ્વભાવેં મળે જો વળી બે જણાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો.૯
કૃપા ઈશનીથી પુરૂં દ્રવ્ય પામે, રૂડા ઊપકારો કરે કીર્તિ જામે;
દિશે દીપતો ગુણ જેમાં દયાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો. ૧૦
મળી ભોગવે સૂખ ને દૂખ સાથે, સુવીશ્વાશ રાખી સદા મિત્ર માથે;
નિતીમાં રહી લાભ લે મિત્રતાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો.૧૧
લિધી નોકરી આપના અર્થ માટે, સુનીતેં કરે કામતો દ્રવ્ય સાટે;
પુરૂં દ્રવ્ય પામે મળે શેઠ દાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો. ૧૨
સુવિદ્યા શીખિને રૂડાં શાસ્ત્ર વાંચે, કરે સંગતી સજ્જનોની સદા જે;
નહી ગર્વ જ્યાં, ગુણ છે નમ્રતાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો.૧૩
સુખો મેળવે સૌ સુવિદ્યા ભણીને, કરે ઉદ્યમે પુસ્ત પૂરો ભણીને;
વળી શોધિ લે માર્ગ જો મોક્ષતાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો.૧૪
શુણી સર્વને રાખવા યાદ આપેં, કહી આ કવીતા રચીને પ્રતાપેં;
સમૂદાય જ્યાં હોયછે એક્તાનો, ભલી દૂધમાં શર્કરા એજ માનો. ૧૫

---

# ज्ञानवर्धक पुस्तकना अंकोमां दाखल करेली छुटक कविता.

## ज्ञानवर्धक पुस्तकने मथाळे लखेली,

### વસંત તિલકાછંદ.

વિશ્વેશનાં ચરણ વંદિ સદાય પ્રીતેં, સુસંપથી વળગ ઉદ્યમ ને સુનીતેં;
કીધે પ્રયત્ન પરિણામ રૂડું મળેછે, આ જ્ઞાન વર્ધક નિરંતર એમ કે'છે.૧

---

* સુતાની.

### દોહરા.

સદ્ય ચહે જન સુધરવા, મૂકી વૃથા અટક;
સ્નેહ સજે વિદ્વાનથી, વાંચી જ્ઞાન વર્ધક. ૨
વિવેકથી જન વર્તશે, સમજી તક બેતક;
ડરશે દુષ્ટ વિચારથી, વાંચી જ્ઞાન વર્ધક. ૩
તજિ આળશ અભ્યાસમાં, જોડે જીવ ઝટક;
સંઘરશે સુવિચારને, વાંચી જ્ઞાન વર્ધક. ૪
સદ્‌ગુણની વૃદ્ધી કરે, સુચવે સદા સુપંથ;
નીતી જ્ઞાન વધારશે, જ્ઞાનવર્ધક આ ગ્રંથ. ૫
પ્રથમ પ્રભુ પરમેશને, પ્રિતે કરી પ્રણામ;
વર્ષારંભ વિશ્વમાં, વધવા સારાં કામ. ૬

### વસંતતિલકા છંદ.

બ્રહ્મા વિરંચિ ચતુરાનન જે કહાવે,તેને નમૂં નકિ નિરંતર એક ભાવે;
આદીત્ય દેવ નમું પ્રીતથકિ હમેશે,અંધારૂં કાપિ કર શુદ્ધ મતી વિશેષે. ૭
વાણી સુધારણ સરસ્વતિ વાગદેવી,કીજે અખંડ કરૂણા નિજદાશ દેવી;
બુદ્ધી સુધારિ સુવિચાર સદાય દેજો,આ જ્ઞાનવર્ધક સુગ્રંથ સુધાર ત્રીજો.૮

---

### દોહરો.

અકસ્માત બનાવથી, જનનૂં મન ભરમાય;
ચતુર મનુષ્યથી તે તણો, ખચિત ખુલાશો થાય. ૧

---

### ઇંદ્રવિજયછંદ.

જાતિ રહી ચરચા શુભ દેખિ, અતીશય અંતરમાં ગભરાણો,
જન્મ થતાંજ થયો ઝટ નાશ, શુણી અપશોષ અતી ઉભરાણો;
અર્જ કરૂં શરૂઆત થવા, પ્રિય ધ્યાન દઈ મન વાત પ્રમાણો,
જ્ઞાન થવા સુરિવાજ તણૂં, નવરાંત સમે શુભ શાસ્ત્ર પિછાણો. ૧
હીમ્મત ધારિ હમેશ સહૂ, અભિયાશ વિષે નિજ ચીત લગાવો,
સંપ સજી સહુમાં પ્રિય મિત્ર, સુવાત તણી ચરચાજ ચલાવો;
વાંક ન જાૂઠ વદો મુખથી, શુભ નીતિ સદા દિલમાં પ્રસરાવો,

અર્જ શુણી કરશો નહીં ક્રોધ, સુબોધથી જીવકને સમજાવો. ૨

## सुतो जागे पण जागतो जागे नहीं ते विषे.

મનહરછંદ.

સુતેલો જગાડવાને ઈલાજો છે અતિ ઘણા,
જાગતો જગાડવો છે, વસમો કે'વતમાં;
તેમ મુર્ખને સમજાવવાને માટે અતિ,
ઉપાયો ખોળ્યાથિ મળી આવશે જગતમાં;
પણ સમજતાં છતાં વાત કાન તળે કાઢે,
કહો, તેને કેમ કરી લાવિયે સુમતમાં;
તેવા લોકોને કદાપી કાંય બોધ કરે તોય,
ઉપરનાં દોષથી તે કાઢશે રમતમાં. ૧

## "उत्तमराम नामनो एक ग्रहस्थ" ए विषयमांथी.

દોહરા.

જગદીશ્વર તમને નમી, પ્રેમે કરૂં પ્રણામ,
શુભ બુદ્ધિ દઈને મને, પુર મુજ મનની હામ. ૧
કરી કલ્પના ને કહું, કથા એક આ ઠામ,
સરસ રસ તણી પૂર્ણતા, એમાં કરો તમામ. ૨
જ્ઞાન મળે શુભ સર્વને, તેવી રચના થાય,
કરજો તેવી પ્રેરણા, કૃપાનાથ જગ રાય. ૩
કાઢી જડતા માહરી, દિજે રૂડા વિચાર,
જેથી સૌ જન વાંચતાં, નીંદ નહીં લગાર. ૪

ત્રોટક.

વિનવું સહુ સજ્જન આ વખતે, સુણજો સુકથા વરણું વિગતે;
ચુક ભૂલ સુધારિ સુસાર ગ્રહો, નિજ દાશ પ્રિતે મુજને ગણવો. ૫

## मनोरंजक सभा संबंधी.

ઇંદ્રવિજય છંદ.

ધન્ય સભા મનરંજકને, સુવિચાર કરે સઉ નીત્ય નરાળા,
ધન્ય વળી નથુરામ સદા, કિરપાથિ કરે સઉ મિત્ર સુખાળા;
ધન્ય સભાસદ સર્વ રૂડા, ધરિ પ્રીત શુણે નિત રાગ રૂપાળા,
ધન્ય જગ્યા જગદંબ તણી, શુભ બેઠક ને મનરંજક શાળા. ૧

## भावि मटे नहीं ते विशे.

ઇંદ્રવિજય છંદ.

કર્મનિ આગળ જોર નહીં, મર લાખ કરેં હણિયેં હથિયારૂં;
શ્રેષ્ઠ બને પળમાં હલકુ, હલકૂં સુધરે મર હોય નઠારૂં;
કોટી ઉપાય ભલેં કરિયેં, પણ થાય નકી જ્યમ હોય થનારૂં;
ખાતરીથીજ પ્રતાપ કહે, દૃઢ નિશ્ચય એજ કરે મન મારૂં. ૧

---

## मनोरंजक सभाना सेक्रेटरी रा. नथुराम मोनजीने आपेलुं मान पत्र.

ત્રિભંગી છંદ.

જયશ્રી જગ સ્વામી, અંતરજામી, મસ્તક નામી, અર્જ કરૂં;
જય જય જગમાતા, તૂં સુખ દાતા, શરણ ગ્રહેતા, સિંધુ તરૂં;
મુજ હિત કાજે, દિલમાં આજે, પ્રિય ગુણ ગાવા, હામ ધરૂં;
બુદ્ધિ શુદ્ધ કરવા, કુડમતિ હરવા, મદદ કરો તો, તે ઉચરૂં. ૧

ભુજંગી છંદ.

નથુરામ અત્યંત આનંદકારી, કરી વિશ્વમાં અવતરી કીર્તિ સારી;
ઉપાયે રચ્યોછો વધે લાજ તેવા, લિધો જન્મ સૌ મિત્રને સૂખ દેવા. ૧
અતી સ્નેહથી આ સભામાં બિરાજી, કરોછો સદા સર્વને રાજીરાજી;
નથી શક્ય હૂં આપની કીર્તિ કેવા, લિધો જન્મ સૌ મિત્રને સૂખ દેવા. ૨
સદા આ સભાનૂં રૂડૂં દીલ ધારી, મળો છો તમે સાધનો લાભકારી;

સદા રીઝશે એ થકી ઇષ્ટ દેવા, લિધો જન્મ સૌ મિત્રને સૂખ દેવા. ૩
સભા વાસ્તે દ્રવ્યનું ખર્ચ જાણી, અતી પ્રીતથી આપ લ્યોછો પ્રમાણી;
કહયૂં નહીં કદી કોઇને ભાગ લેવા,લિધો જન્મ સૌ મિત્રને સૂખ દેવા.૪
સદા સર્વને રાગ સારા સુણાવી, અતી પ્યારથી કૈક મોજો મણાવી;
ભુલી તે જશે જે હશે સ્વાન જેવા, લિધો જન્મ સૌ મિત્રને સૂખ દેવા.૫
શુણી આપનૂં નામ આવે પ્રવાસી, પુરોછો તમે તેહની સર્વ આશી;
ચહે તે સદા આપની પાસ રે'વા, લિધો જન્મ સૌ મિત્રને સૂખ દેવા. ૬
થઈ કોઇને દીલમાં જો ઉદાશી,હરોછો તમે આદરી યુકિત ખાશી;
વળી સદ્‌ગુણો સંઘર્યા કૈક તેવા, લિધો જન્મ સૌ મિત્રને સૂખ દેવા. ૭
સદા મૂજને આપનો મિત્ર જાણી, નભાવો સદા મિત્રતા પ્રીત આણી;
કરો અગના આપની સાથ રે'વા, લિધો જન્મ સૌ મિત્રને સૂખ દેવા. ૮

ઇંદ્રવિજય છંદ.

ઇશ્વર આશ પુરે સહુ આપની, એમ પ્રતિ દિવસેં દિલ ધારૂં;
વૃદ્ધિ કરે સુખ સર્વ તણી, નિત ઇશ કને સ્તુતિ એમ ઉચારૂં;
દીલ વિષે ન રહેજ ઉદાશી, કદી ન નડે દુખ કોઈ નકારૂં;
ઇશ આબાદ કરે, પરતાપ કહે, નિત એમ ચહે મન મારૂં. ૯

———o———

# संबंधीओना वियोग विषे.

———

## मनोरंजक सभाने उतेजन आपनार रा. अंबाशंकर-प्राणजीवने कोलेराना दर्दमां देह त्याग कर्यो ते विशे.

દોહરા.

વિદ્યાનો સાગર વળી,હતો સભા શિરતાજ,
તે અમથી અળગો કર્યો, એ શૂં જગ અધિરાજ.? ૧
આશા તે ઉપર હતી, વિદ્યાવૃદ્ધી કાજ,
તે સઘળી નિષ્ફળ કરી, એ શૂં જગ અધિરાજ? ૨
અંબાશંકરથી વધત, સભા તણિ શુભ લાજ,

હાથ થકી હીરો હર્યો, એ શું જગ અધિરાજ? ૩
બતાવતો તે સર્વને, ધર્મ તણી શુભ લાજ,
તેને બરકયો સદ્ય તેં, એ શું જગ અધિરાજ? ૪
બાળ તેનાં રખડાવતાં, કેમ ન ઉપજી લાજ?
બંધ કર્યું ઘર તેહનું, એ શું જગ અધિરાજ? ૫
વિચારતાં અપશોષનો, થાતો નથિ અંદાજ,
અભાગિયા અમને કર્યા, એ શું જગ અધિરાજ? ૬
જીવાડ્યો જો હત વધૂ, પાંચ વર્ષ અમકાજ,
તો કરૂણા માનત અમે, તારી જગ અધિરાજ. ૭

---

## आंत्ररणना कारभारी राजेश्री रुघनाथजी धंनजीअे स्त्रर्गवास कर्यो ते प्रसंगे बनेली कविता.

### સવૈયા છંદ.

નામ રૂડું રૂઘનાથજિ તેમજ માત્ર હતા [૧]રૂઘનાથ તણા ગુણ,
હાથ હવે ઘસતી *વસતી સઉ, દૂખિત થૈ રૂઘનાથ મળ્યા વણ;
રામ સમૂં કર્યું ☒શામનું રાજ્ય, વિરામત જો વધુ વર્ષ હજી પણ,
+રાજિત કીર્તિ ગજાવિ વધૂ અમરાવતિ તુલ્ય બનાવત આંબ્રણ. ૧
×દાશરથી રૂગનાથ જતાં વન, દૂખથી જેમ પ્રજા અજુધ્યાની,
સાથ જવા અધિરાત થકી, નિસરી પુર બ્હાર મના નહિં માની;
ઊંઘતિ મેલિ ગયા રઘુનાથ, થુણિ પછિ જેમ થઇ *અસિઆણી,
નિત્ય પ્રતાપ હશે હમણાં, રઘુનાથ વિના સઉ વસ્તિ §નિમાણી. ૨
સદ્ગુણ સાધ્ય કરી સઘળા, સઉ દુર્ગુણ દૂર કરેલજ દા'ડી,
નમ્ર સ્વભાવ પ્રભાવ પવિત્ર, સ્વભાવિક ગંભીરતા ગુણિ વાણી;

---

૧ રામચંદ્રજી. * પ્રજા, વસ્તિ. ☒ આંબરણના જાગીરદાર શામજીભાઈ. + શોભીતી. × દશરથના
* નિરાસ. § દયામણી.

સજ્જનતાથિ સદા વરત્યા, સુવિવેકથિ રીત પવિત્ર પ્રમાણી,
નિત્ય પ્રતાપ હશે હમણાં રઘુનાથ વિના સઉ વસ્તિ નિમાણી. ૩
પુજ્ય મતિથિ કર્યૂં પ્રભુ પુજન, દીધું સુભોજન ‡ભોજ ન જાણી,
સ્વાર્થ તજી પરમાર્થ મતીથિ, સદાવ્રત દાન કિધાં પ્રિતિ આણી;
ધારિ સદ્ધર્મ અધર્મ ઉખેડિ, કરી સતકર્મની પર્મ કમાણી;
નિત્ય પ્રતાપ હશે હમણાં રઘુનાથ વિના સઉ વસ્તિ નિમાણી. ૪
સંતતિથી વધુ વસ્તિ ગણિતી, ધણિ હતિ તેથિ સુયત્નથિ આણી,
પ્યાર અપારથિ પાળિ પ્રજા અવિકારપણેં અધિકાર પિછાણી;
એ અધિકારિ તણાં સ્મરતાં ઉપકારજ તે અધિકી થઈ હાની;
નિત્ય પ્રતાપ હશે હમણાં રઘુનાથ વિના સઉ વસ્તિ નિમાણી. ૫
*સ્વસ્તિ ચહી સઉ વસ્તિ સદા વસતિ, સુખ પામિ સ્વતંત્ર સમાણી,
સ્વસ્થ પ્રજા અનવસ્થપણૂં તજિ ઉદ્યમમાં ઉન્મત ગણાણી;
યોગ્ય સ્વરાજ્ય તણી મમતાથિ, સતાવત શત્રુ થકિ ન દબાણી,
નિત્ય પ્રતાપ હશે હમણા રઘુનાથ વિના સઉ વસ્તિ નિમાણી. ૬
નિર્મળ ન્યાય સદાય કર્યો, નિજ રાજ્ય પ્રજાનિ દયા દિલ આણી,
રૈયતને ઘટતી કરિ રાયત, રાય તણી પણ રીઝ રખાણી;
લાયક તેવું ન કોથિ થવાય, સહાયક વૃતિ વધુ વખણાણી,
નિત્ય પ્રતાપ હશે હમણાં, રઘુનાથ વિના સઉ વસ્તિ નિમાણી. ૭
આશ રહીત કર્યૂં પરનૂં હિત, ઇચ્છયૂં અહિત નહીં અરિ જાણી,
મેળવ્યું માન મહાન છતાં, કદિ માનવિમાં ન થયા અભિમાની;
ધ્યાન દઇ પરધાનપણેં, ધન ધાન્ય સ્વરાજ્ય સ્મૃદ્ધી રખાણી,
નિત્ય પ્રતાપ હશે હમણાં, રઘુનાથ વિના સઉ વસ્તિ નિમાણી. ૮
જ્યારથિ રાજ્ય લગામ ધરી કર, ત્યારથિ સર્વ સલામતી જાણી,
સર્વ પ્રજા સુખી થઈજ વિરાજિત રાજનિતી વરતાણી;
પંડિત સર્વ પ્રણામ કરે, જગ મંડન કીર્તિ અખંડ લખાણી,
નિત્ય પ્રતાપ હશે હમણાં, રઘુનાથ વિના સઉ વસ્તિ નિમાણી. ૯
દેખિ દિલેં દિલગીર પ્રજા, શુભ આશ્રય આપિ નિરાશ મટાડી,
બોલવું યોગ્ય કરી બરદાશ, સુન્યાય નિતીથિ દયા ઉર આણી;

‡ બીક * કલ્યાણ, સારૂ.

રાજિ સદા કરશેજ મુરારજિ¹ કાનજિ આદિ આબજિ જાણી,
એષ્ટ અહો નૃપ શામજીભાઇનું, તથિ સુખે વસશો સહુ દાડી. ૧૦
વલ્લભ² વસ્તુ વિયોગતણું, દુખ કોણની આગળ જાય કહ્યું,
દેવ થકી પણ દૂર્લભ તે નુકશાન નકી નહિ જાય સહ્યું;
ભાવિ પ્રતાપ અતી બળવાન, વધૂ પરિતાપ કરે શું થયું?
ક્રોડ ઉપાય કરે ન મળે રઘુનાથજિ રત્ન અમૂલ્ય ગયું. ૧૧
રાત દિને ન નિરાંત વળે, અભિરાત સહીત અમીર ગયો,
રાત દિને ન નિરાંત વળે, ગુણ જ્ઞાનિ વજીર વિદાય થયો;
રાત દિને ન વળેજ નિરાંત, પ્રવીણ પ્રધાન પધારિ ગયો,
કેમ? વળે દિનરાત નિરાંત, રવી રઘુનાથજિ અંત થયો. ૧૨

---

# स्वर्गवासी रामकुंवर (ग्रंथकर्तानीमाता)ना

## जिवन चारित्रमांथी.

### સ્ત્રગધરા છંદ.

પર્માત્માથી થયેલી ત્રિગુણમયી પ્રભા શક્તિ પર્માત્મ પોતે,
કર્તા હર્તા કૃપાળૂ, ભવસુખ ભર્તા, જગતમાં વ્યાપિ જોતે;
જેની દ્રષ્ટી દયાથી દુરિત દુઃખ ટળે, જે ન દે વિઘ્ન થાવા,
તેને પ્રણવી પ્રતાપે મન મરજી કરિ, માતૂના ગુણ ગાવા. ૧
મા તૂં માયા સ્વરૂપી, *અપ્રતિમ અહીની દેખિતી દેવિ જેવી;
જેવી શાણા સ્વભાવે વર્તી જગતમાં, છે છતી કીર્તિ તેવી;
તેવી તો શૂં? પરંતૂ કહી ન શકીશ વીશમે અંશ વાતૂં,
વાતો બોલૂં વિશેષે, ²હદય હદ વિષે માત્ર જે નહીં સમાતૂં. ૨
તારા શાણા સ્વભાવે પરગજુ ગુણથી, ધર્મ શા તે ધર્યાતા?
તારાં તારા સમાણાં વચન ચળકતે, કાન કેવા ઠર્યાતા;
તારા ધાર્યા પ્રમાણે અનુકુળ સુખમાં, પ્રાપ્ત થ્યાં પાપ મારાં,

---

૧ આંબરણ જાંગીરદારના બીજા આબરૂદાર અધિકારીયો.
૨ પ્યારી. * પ્રતિમા વગરની.

તારા તેથી પિડાતા જીવિત લગિ ઝુરી, સ્વર્ગ ગ્યા પ્રાણ પ્યારા.૩
આંચીતો આભ તૂટ્યો, ગજબ [1]વણગજે એદ એ નહિં ખમાતો,
મા તો મેલી સિધાવ્યાં સ્વર્ગ ભણિ હવે જીવ કાં તૂં ન જાતો,?
જાતો જ્યાં ત્યાં ભ્રમીને, જય ત્યમ વરતી માતુ શેવા [2]નરોચી,
રોજે કીધી અનીતી અધિક, ધિઃક તને, કાળિ ટીલી ન ઓછી.૪
ફાફાં મારે હવેથી ફળ મળવું કશૂં, ફૂલ આકાશ જેવૂં,
જેવૂ તેવૂં વિચાર્યૂં પ્રથમ નહિં, પછી શું હવે કૂર કે'વૂં;
કેવો થ્યો! તું કૃતઘ્ની જન નિર્જિવ હરો, જીવ તૂં દૂષ્ટ જોતાં,
જોતાં જગ્યા ન તારી ઉભય ભુવનમાં, ખા હવે ખાલિ ગોથાં. ૫

ઉપજાતિછંદ.

ઓ માન્યવંતી પ્રિય મા તું મારી, કરી નહીં ચાકરિ મેં તમારી;
અરે! પરંતૂં ઉલટી સંતાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૬
મેં ગર્ભમાં રહિ અતિ પીડ કીધી, સુખે સૂવા ત્યાર થકી ન દીધી;
ખાવા પીવાની ખરો ખાગ આવી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી.૭
હૂં જન્મતાં લેશ ટળી ન વ્યાધી, વધી અતિ આધિ અને ઉપાધી;
સૂખી કર્યા આપ સુખો ઉથાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૮
શીશૂવયે દૂખ મને જણાતાં, તે ટાળવા આપ અતી પિડાતાં;
ન બેસતા મેંજ સુખેથિ આપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૯
દી રાત નિરાંત થવા ન દીધી, પૂરી રીતે મેં પરતંત્ર કીધી;
ન દીધું ધાર્યૂં કરવા કદાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૧૦
હળિ મળી ક્યાંઈ જવાં ન દીધાં, રડી રડી કષ્ટ અધીક કીધાં;
કર્યો નહીં ક્રોધ તમે તથાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૧૧
વળી મને નીકળિ શીળિ માતા, નશીબ જોગે નયનો વીંચાતા;
વિક્ષેપની ઝાળ વિશેષ વ્યાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૧૨
તેં ત્યારથી સૂખ ન સર્વ માગ્યાં, તેં ત્યારથી વૈભવ માત્ર ત્યાગ્યા;
ઉદાશી તેં ત્યારથિ ઉર થાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૧૩
ન ત્યારથિ ખાણું ખુશીથિ ખાધૂં, ન ભાવથી ભૂષણ અંગ બાંધ્યૂં;

૧ શક્તિવગર, ગજાવગર. ૨ ગમી, પસંદ પડી.

ન ત્યારથિ ભેદ અસ્યો કદાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૧૪
તે રોજથી રોજ શરીર ગાળ્યૂં, તેં રોઇને લોહિ કલેજું બાળ્યૂં;
મંદાગ્નિ થઈ મંદગિ તેથિ વ્યાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૧૫
ઉમંગથી વસ્ત્ર ધર્યાં ન અંગે, જમ્યાં નહીં ન્યાતિ વિવાહ પ્રસંગે;
છૂપાં કર્યાં છાતિએ કષ્ટ છાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૧૬
ઉદાશિમાં દીવશ રાત ખોતાં, જોણૂં કશૂંએ કંઈ જૈ ન જોતાં;
ન હર્ષથી હાસ્ય કર્યૂં કદાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૧૭
અપંગ પ્રાણી જન આદિ જોઈ, દૂખી થતાં આપ અધિક રોઈ;
ખચિત્ત શાંતિ ચિત્તને ન આપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૧૮
તેંવારમાં દાલ દિલગીરિ આણી, હું સારૂ આંખે ભરતાંજ પાણી;
તર્કે તર્કે તન મનથીજ તાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૧૯
ભૂલી જતાં ભાન ક્ષુધા તૃષાનૃં, તપી ન ધિક્કાર કર્યો કશાનો;
તજ્યું ન ઘરકામ તમે કદાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૨૦
સ્વતંત્રતાનું સુખ યાદ લાવી; તમે કદી ખાયશ તે બતાવી;
ન તે થવા સંમ્મતિ મેં ન આપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૨૧
તમે કહ્યું જેહ અવશ્ય જાણી, ન આગના તે મુજથી પળાણી;
તપ્યાં નહીં તુચ્છ ગણિ તથાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૨૨
ઈચ્છા તુંથી પૂરી અમારી થાતી, ન તારિ વાતો અમથી રખાતી;
ન ક્રોધ કીનો સદ બોધ આપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૨૩
ગણ્યા ગુણો સૌ ન ગણાય તારા, બનેલ દોષો અધિકાજ મારા;
વિના ક્ષમા હૂં ન તરૂં કદાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૨૪
સ્વભાવ સારે ધરિ ધર્મ આપે, પવિત્ર કીર્તિ પ્રગટી પ્રતાપે;
ક્ષમા કરો દોષ દયાથિ કાપી, કૃપાળુ મા પૂરણ હૂંજ પાપી. ૨૫

શાર્દુલ વિક્રિડિત છંદ.

નાનો નારદ[1] જાણિને ન અટકી, સ્વર્ગે જતાં સદ્મમાં;
હૂં પરતંત્ર પીછાણુ પણ તમે,જાતાં ક્ષણે નહિ અમ્યાં;
ત્યાગી પ્યાર અપાર પાર વણ આ, સંસાર સીંધૂ તરી;
ધારી સત્ય સદ્ધર્મ કાયમ સદા, સારીજ કીરતી કરી. ૨૬

---

૧ સૌથી નાનો પુત્ર જેનું નામ નારદલાલ છે.

તારા તુલ્ય ન ભાળી ભામનિ ભલી, અદ્યાપી આ ભૂ તળે;
તારા સદ્‌ગુણની ન થાય ગણના, તો કોણ કીર્તી કળે?
તારા મંડળ જેમ ચંદ્રથિ સદા શોભીત છે દેખતાં;
તારા શ્રેષ્ટ સ્વભાવથિ કૂળ બધું, શોભીત સૌ લેખતાં. ૨૭
સીતા તુલ્ય સતી કહું પતિવૃતા દમયંતી કે દ્રૌપદી;
દેવી દિવ્ય સ્વરૂપ સત્ય મુર્ત્તિ, પૂરે ગુણે પાર્વતી;
ઔદાર્યાદિ ગુણોથિ અન્નપૂર્ણા, આવી હતી શું અહીં?
એવીને નવ ઓળખાણી અમથી, હાનિ અતિ એ થઈ. ૨૮
સ્નેહે યુક્ત સદૈવ વાક્ય વદતાં, ઉલટૂં નહી ઉચરી;
ડા'પણથી પણ[1] જાળવ્યૂં, પણ કદી વીવેક નહીં વિસરી;
સાચો ટેક ટકાવ્યો છેક લગી, મરીઆદ મૂકી નહીં;
એવીને નવ ઓળખાણિ અમથિ હાની અતિ એ થઈ. ૨૯
ધારી સત્ય સધર્મ નર્મ પણથી, વર્તી સદા સર્વદા;
સારી વાત સ્વિકારિ નારિ નરની, નરતી ન માનિ કદા;
હારી હોંશ ન શ્રેષ્ટ કામ કરતાં, સારૂ સહુનું ચહી;
એવીને નવ ઓળખાણિ અમથિ હાની અતિ એ થઈ. ૩૦
પીડાતાં પરતંત્ર તોય કદિ તે, છૂટી ન પોતે પડી;
વાંકૂં વેણ વદી ન વ્યાકૂળ થઈ, ખોટી ન કીધી હડી;
મારૂં તારૂં કર્યૂં કદી ન મનથા, સારૂં સહૂનું ચહા;
એવીને નવ ઓળખાણિ અમથિ હાની અતિ એ થઈ. ૩૧
નીતીની મહામાનિતી નિત પ્રતિ, પ્રીતી તણી પ્રત્તીમા[2];
રીતી શ્રેષ્ટ વધારનાર દિશતી, શાક્ષાત રૂપે દયા;
માયાળુ મન ભાવથી જગતમાં, જીવીત જીતી ગઈ;
એવીને નવ ઓળખાણિ અમથી, હાની અતિ એ થઈ. ૩૨
પ્રીતે પાળતી તુ પતિવૃતપણું, સદ્ધર્મ સંભાળતી;
નીતી નિત્ય ન ટાળતી જગતમાં, ભાવે થકી ભાળતી;
જ્ઞાને જ્ઞાન વધારતી અવરને સદ બોધથી સૂચવી,
એવીને નવ ઓળખાણિ અમથી, હાની અતી એ થઈ. ૩૩

---

૧ ટેક. ૨ મુર્ત્તિ.

યોગ્યા યોગ્ય વિચારીને વિગતથી, સત્કાર્ય કરતી સદા,
ચાર ચાલ ચલાવતી ચીવટથી, ત્યાગી કુતર્કો બધા;
ત્યાગ્યો સ્વાર્થ સદા પવિત્રપણથી, પર્માર્થ ચીતે ચહી,
એવીને નવ ઓળખાણિ અમથી, હાની અતી એ થઇ. ૩૪
નિંદા તેં ન કરી કરાવિ ન રતી, પાળી પળાવી નીતી,
સર્વસમાં વરતી સમાનપણથી, રાખી રખાવી પ્રિતી;
નિત્યે નેક વિવેક યુક્ત મુખથી, વાણી મધૂરી કહી,
એવીને નવ ઓળખાણિ અમથી, હાની અતી એ થઇ. ૩૫

---

# वडील विरह छत्रिशी.

## शुभेछुक रा. जटाशंकर साराभाइअे स्वर्ग-वाश करतां ते प्रसंगे बनावेली.

### દોહરા.

સજન વિરહ દૂખદ અતિ, મિત્ર વિરહ મહા કષ્ટ;
વડિલ વિરહ વસમો વધૂ, જાણે સર્વ સપષ્ટ. ૧
સજ્જનથી સુખ પામિયેં, મિત્રે મળે વિરામ;
વડિલ સદા ઢાંકણ વડૂં, તેથી સુખો તમામ. ૨

### સવૈયા.

સૂખ સમાય સદાય વડીલથિ, કષ્ટ હમેશ હણાય હૈયાનૂં;
સંતતિના સૌ દોષ જવા, સમજાવિ સદૈવ કહેજ કહ્યાનૂં;
કારણથી કદિ ક્રોધ કરે, ચિતથી ન ચહેજ નકી ન ચહ્યાનૂં;
લાયક લાડ લડાવિ કરેજ, વડીલ પ્રજા શિર છત્ર દયાનૂં. ૩
તાત વિયોગથિ પુત્ર દુખી, ત્યમ *દૂ:સહ પૂત્ર વિયોગ પિતાને;
જેથિ સદા દ્રઢ પ્રેમનું બંધન, તેજ સંબંધી સુવે સમશાને;
તે દુખથીજ તજી દુનિયાં, જીવતાં લગિ કંઇક રહ્યા જઈ રાને,
તેમજ હાલ વિશાળ કુટૂંબ વિષે બન્યું તે શુણજો સઉ કાને. ૪
ઇશ્વર અંશિ પવિત્ર *જટાશિવ, ઉત્તમ વંશ વિષે અહિં આવ્યા;

---

* સહન ન થઈ શકે તેવા. * સ્વર્ગ વાસી જટાશંકર

ઉત્તમ બાળ ચરીત્ર કરી, સર્વોત્તમ સર્વ ગુણો પ્રસરાવ્યા;
ઉત્તમ લક્ષણોંથીજ વિચાક્ષણ, તિક્ષણ બુદ્ધિ ગુણજ્ઞ ગવાયા;
ઉત્તમ કીર્તિ પવિત્ર પ્રતાપિ, વડીલ જટાશિવ સ્વર્ગ સધાવ્યા. ૫
ઉત્તમ શાસ્ત્ર ભણ્યા ધરિ ભાવ, સ્વભાવથિ સર્વ કુટુંબિ ભણાવ્યા;
આપણિ સર્વ પ્રજા સુધરે ત્યમ, થાપણ તુલ્ય વડા ગુણ વાવ્યા;
ડાપણથીજ વડાપણ જાળવિ, ÷આંપણમાં કશિ રીતથિ નાવ્યા;
ઉત્તમ કીર્તિ પવિત્ર પ્રતાપિ, વડીલ જટાશિવ સ્વર્ગ સધાવ્યા. ૬
સ્વાર્થ ગણી પરમાર્થ વિશે ધરમાર્થ રૂડા દ્રઢ ધામ રચાવ્યા;
અન્ય તણો ઉપકાર થવા ધન લાખુ ગમે ખરચ્યાં ખરચાવ્યાં;
નેક વિવેક મતીથિ સ્થળે સ્થળ, ચારૂ વિચાર સદા ચરચાવ્યા,
ઉત્તમ કીર્તિ પવિત્ર પ્રતાપી, વડીલ જટાશિવ સ્વર્ગ સધાવ્યા. ૭
શાણપણેવિ સદા વિદ્વાનનિ સોબતમાં વિચરી વખણાયા;
ગાયનમાં વધતા ગુણવાનનું મેળવી માન મહાન મનાયા;
તેમજ જાણવી સર્વ રિતેં થઈ, કંઈક અજાણ સુજાણ બનાવ્યા;
ઉત્તમ કીર્તિ પવિત્ર પ્રતાપિ, વડીલ જટાશિવ સ્વર્ગ સધાવ્યા. ૮
સાફ દિલે ધનશાકિ હતા, †રણ માફ કરી બહુનેજ બચાવ્યા;
સીંહ સમાન પરાક્રમથી, સઘળે કરિ જીત યશસ્વી જણાયા;
પ્રાઢ હિસાબ ગણીત બહાદુર, ગર્ભ શ્રિમંત ધીમંત ગણાયા;
ઉત્તમ કીર્તિ પવિત્ર પ્રતાપિ, વડીલ જટાશિવ સ્વર્ગ સધાવ્યા. ૯
અંગ ઉમંગ ધરી ઘટતે વખતે બહુ દાન દિધાં દિલ ભાવ્યાં;
તીર્થ વૃતાદિ વિશેષ કરી, સતવાદિપણેંજ સદા શિવ [૧]ધ્યાયા,
પૂજન પ્રીત સહીત કરી, જગદીશ્વર સાંજ સવારે જપાવ્યા;
ઉત્તમ કીર્તિ પવિત્ર પ્રતાપિ, વડીલ જટાશિવ સ્વર્ગ સધાવ્યા. ૧૦
પત્ર તણાં રચિ ચીત્ર વિચિત્ર સુમિત્ર ચતૂરે હરેક હરાવ્યા;
રંગિત ચિત્ર અનેક રિતેં વિરચી, વધતા હુંશિયાર હઠાવ્યા;
ભર્ત સુનેરિ રૂપેરિ ભલી વિધ, રેશમ આદિ ભર્યાં મન ભાવ્યાં;
ઉત્તમ કીર્તિ પવિત્ર પ્રતાપિ, વડીલ જટાશિવ સ્વર્ગ સિધાવ્યા. ૧૧
કોઈ કળાવિ અજાણ હતા નહિં, તેથિ છતા સઘળે ગુણ છાયા;

÷ ભુલદોષ. † કરજ. ૧ ધ્યાન ધર્યું.

કોઈ રિતેં ન હતી ઉલટી મતિ, તેથિ મહાજન મૂખ્ય મનાયા;
સત્ય સ્વિકાર્યું સદા અવિકારથિ, તેથિ પ્રજા નૃપ પાસ પુછાયા;
ઉત્તમ કીર્તિ પવિત્ર પ્રતાપિ, વડીલ જટાશિવ સ્વર્ગે સધાવ્યા. ૧૨

**દોહરા.**

[1]નોભી સુત મુંબઈ હતા, રૂપશંકર રૂપ ધામ;
પોશ પૂર્ણ માહે તજ્યો, તેણે દેહ તમામ. ૧૩
ચતુર શિરોમણિ તે હતા, વીવેકી વિદ્વાન;
ગણું સુજતાં ઘડિકમાં, નરતૂં થયું નિદાન. ૧૪
થયા ખબર તે તારમાં, તેથી થતી અમાપ;
દિલગિરાથી દિલ વિષે, પ્રગટ્યો અધિક [2]પ્રલાપ.૧૫
પુત્ર ન પાછો આવિયો, ગયેલ જે ઘર કામ;
વિરહ વ્યાધિ વધિ આવતાં, વળે ન લેશ વિરામ. ૧૬
શાંત પાડવા સર્વને, મુખેં ઉચરતા એમ;
"બન્યું, નહિં બન્યું,નહિં બને, નિશ્ચળકે એ નેમ". ૧૭
એમ બોલતાં આંખમાં, અશ્રુ આવી જાય;
શાંતપણે સૌને કહે, "આપણાથી શું થાય"? ૧૮
લાખો દવા લગાવતાં, આ નવ ઘા રૂઝાય;
જીરવતાં જીવ્યાં લગી, ખરો જખમ ન ખમાય. ૧૯
વડીલ વડા જ્ઞાની હતા, તેથી તુચ્છ સમાન;
પ્રગટ કષ્ટ ન જણાવતા, પળમાં છાંડ્યા પ્રાણ. ૨૦

**ઝુલણાછંદ.**

સુજ્ઞ સુત રૂપશંકર હવે નહિં મળે, એ જટાશંકરેં જરૂર જાણી;
હૂં છતાં ચતુર તે પુત્ર ગ્યો ચાલતો, તેથિ સંસાર સૌ ધૂળ ધાણી;
પુત્ર વિયોગથી જીવવૂં યોગ્ય નહિં, એ હશે કલ્પના ઉર આણી,
રામ વનમાં જતાં દખિવ્યૂં દશરથેં,તેમ આ વડિલ આંખો વિંચાણી.૨૧
ધારિ રૂદ્રાક્ષ શાક્ષાત શિવરૂપ તે, ભસ્મ ધારેલ અઘ[3] ભસ્મકારી[4],
અલ્પ ભોજન કરી આપ બેઠા હતા નાંખિ નિશ્વાસ, સમર્યા સ્મરારી;[5]

---

૧ મોટો. ૨ અફશોષ, શોક. ૩ પાપ. ૪ બાળી નાંખવાવાળી.
૫ સ્મર જે કામદેવ તેના અરી એટલે માહાદેવ.

એ સમે એકદમ છાતિ દુખિ આવતાં, શેકવા શેવકે અગ્નિ આણી,
રામ વનમાં જતા દાખ્યું દશરથેં, તેમ આ વડિલ આંખો વિંચાણી. ૨૨
પુત્ર વીયોગના અધિક દુખ યોગથી, ચિત વિષે ચોગણી થૈ ઉપાધી,
કોઇ ઉપાય તેથી ન લાગૂ પડ્યા, અધિક વધિ આવતા વિષમ વ્યાધી;
સર્વ નિઃસાર સંસાર વીસારવા, રંચમાં વડિલ વાચા રૂંધાણી,
રામ વનમાં જતાં દાખ્યું દશરથેં, તેમ આ વડિલ આંખો વિંચાણી. ૨૩
સદ્યમાં હૃદયનૂં દર્દ વધિ આવતાં, સર્વ કુટુંબિને સાદ પાડ્યો,
સાંભળી એકદમ સર્વ આવી મળ્યા, ઓચિંતો ગુજરતો ગજબ જાણ્યો;
રાત ઉપર પડે રાત એવું થયૂં, તે ઉદાશી બધે ઉભરાણી,
રામ વનમાં જતાં દાખ્યું દશરથેં. તેમ આ વડિલ આંખો વિંચાણી. ૨૪
કારમૂં હૃદયમાં દરદ ઉપજ્યુ નવૂં, સદય દિલથી વિરહ રોગ વાધ્યો,
પ્રેમ પ્રતિબંધ તે કેમ પળમાં ટળે, ઇશ્વરી નિયમનો એજ બાંધો;
માનિતો પુત્ર મેલિ ગયો પે'લથી, એ દુખેં માત્ર છાતી મુંઝાણી,
રામ વનમાં જતાં દાખ્યું દશરથેં, તેમ આ વડિલ આંખો વિંચાણી. ૨૫
આમ બનવાથી કહિયેં કદિ આપણે, જે બન્યું તે ન એનેજ ઘટતૂં;
પણ જીવ્યા ત્યાં લગિ કામ ઘટતાં કર્યાં, આજ તે કેમ સાંખે! અઘટતૂં;
અઘટતું માનિયું પુત્રનું મરણ તે, આપનું અઘટતું ઘટિત જાણ્યું;
રામ વનમાં જતાં દાખ્યું દશરથેં, તેમ આ વડિલ આંખો વિંચાણી. ૨૬
અન્યના કષ્ટથી આપ કષ્ટી થતા, સાંભળી, સ્વસ્થ બેશી ન રે'તા;
યોગ્ય ઉપાય કરિ કષ્ટ સદ્ય કાપવા, દેહ દિલ દ્રવ્યથી શ્રમ લેતા;
કોઈ ઉપાય નહીં પુત્ર મળવા તણે, દિલગીરી એ ન દિલમાં સમાણી;
રામ વનમાં જતાં દાખ્યુ દશરથેં, તેમ આ વડિલ આંખો વિંચાણી. ૨૭

## સવૈયા.

કાળમુખી, કરનાર દુખી, તિથિ પોશવદી સાડત્રિશની ષષ્ટી;
પોર સવા ચડતે દિન, ચોપથિ ચોરિ ગઈ કુલ તારક તુષ્ટી;
આથિ વધ્યો ગભરાટ અતીષણ, ઝાંખિ જણાઈ હતી સૌ સૃષ્ટી;
કારમિ કાળનિ હાક પડે તહિં, કોણ કને કરિયેં જઈ વષ્ટી. ! ૨૮
પુત્ર વિયોગ ક્ષણે ન ખમાય, જણાવિયું એજ વડિલ અમારે;
તાત વિયોગ થકી પડતૂં દુખ, એ પણ આજ થયુંજ અમારે;

કારમું આવિ ચડ્યું દળ વાદળ, કષ્ટ કહી ન શકાય સુમારે;
કાળ કળા કળિ કોણ શકે! વસતૂ સહુ કાળ તણા મુખમાં રે. ૨૯
પાણિ તમામ સુકાય પછી જ્યમ જંતુ પિડીત જણાય નદીનાં;
નાયક પ્રૌઢ પડે રણથી, અટકે બહુ સૈન્ય વિષે જન બીના;
રાત દિને ન નિરાંત વળે, દુખમાં ગુજરે દિન જેમ દુખીના;
તેમ થયા સહુ આજ અમે, સુખકારિ વડીલ વિના સુખ હીના. ૩૦
શૂં કરિયેં ? શિર છત્ર ગયા થકી, તાપ અમાપ પડે તન માથે;
શૂં કરિયેં ? વિદ્વાન વડીલ મળ્યા વણ, વ્યાધિ વધે મનમાં તે;
શૂં કરિયેં ? થયું સર્વ કુટુંબ ઉઘાડું, સદા દૃઢ ઢાંકણ જાતે;
શૂં કરિયેં ? ઉપજ્યા સહુ પાપ, પ્રતાપ ખરેખર ભોગવવાં તે. ૩૧

સોરઠો.

વૃત્ત થયા તે વર્ષ, વિપત્તિવંત વ્રજેશજી;
વસ્તી હારી હર્ષ, પરમાર્થિ પેઢી જતાં. ૩૨

સવૈયા એકત્રીશા.

જતાં જટાશંકર ગુણ ગ્રાહક અહિં રે'વું તે ગણી અયોગ્ય,
ગાયનમાં આદિત સમ [૧]આદિતરામે પણ સાંધ્યો તે જોગ;
તેમ સુજ્ઞ પંડિત [૨]કેશવજી તે તકમાં પોંચ્યા કૈલાશ,
તે ત્રણ ભક્ત તણા ભગવંતે સત્ય રૂપમાં કર્યા સમાસ. ૩૩
ખરાં રત્નની ખામી પડતાં ખેદ વિશે વીત્યા ખટમાશ
ફરતું જોતાં ચક્રકાળનૂં જાણ્યું જગનો થશે વિનાશ;
મંડ્યો મેઘ મુશળ ધારાથિ જળ મય કીધી પૃથ્વી માત્ર;
જો ન વળત તે દળ વાદળનું તો પળમાં જગ પ્રલયજ થાત. ૩૪
વખત ગયે વિસરે સૌ વાતો વડિલ વિરહ વિસરે નહિં લેશ,
ગુપ્ત પ્રગટ ઉપકારો જેણે કષ્ટ ખમીને કર્યા હમેશ;
વારંવાર વિચાર કરેથી ઉલટો ઉર ઉપજે સંતાપ,
લેશ ઉપાય ન લાધે જેનો, માટે વ્યર્થ પ્રતાપ વિલાપ. ૩૫
સમજ સમજ મન ભજ ભવતારક, તજ જગ તૃષ્ના તુચ્છ સમાન,

---

૧ નવાનગરમાં પંકાયેલા ગાયનની કુશળતા ધરાવનાર આદિતરામ—
૨ નગરમાં પંકાયલા શાસ્ત્રી.

મમતા મેલી માત્ર જગતની, સહુ દુઃખ મૃગ [1]તૃષ્ણાવત માન;
જે *જાયું તે જરૂર જવાનું જાણિ તજ મિથ્યા અભિમાન,
ક્હે પ્રતાપ પ્રભુ પદ સુખદાયક માનિ એ ઉપદેશ મહાન. ૩૯

# ऋतुवर्णन.

## वसंतऋतु विषे.

### વસંતવિજયાષ્ટક–(ભુજંગીછંદ)

રૂતૂ રાજનૂં [2]રાજતૂં રાજ આજે, [3]સુખાવાજથી ગાજતૂં વાજુ વાજે,
મ્હોત્સાહથી હર્ષ માત્રે મનાવ્યો, વસંતે વિજે વાવટો તો ઉડાવ્યો. ૧
હતો જે હિમંતે શિશારે શિયાળો, હઠાવ્યો વસંતે ઉડાવી ઉચાળો;
ઉનાળો નમ્યો, પાય તેથી ટકાવ્યો, વસંતે વિજે વાવટો તો ઉડાવ્યો. ૨
ઘણા હીમને શીમથી હાંકિ દીધો, ખરા નીમનો લક્ષમાં પક્ષ લીધો;
નવા મોરનો લેખ આંખે લખાવ્યો, વસંતે વિજે વાવટો તો ઉડાવ્યો. ૩
પ્રભાતેં મિઠી ટાઢની લ્હેર આવી, હવે શૂં શિયાળે છઆની ઠરાવી;
નહીં તો શું તે લૂંટનો લાભ લાવ્યો? વસંતે વિજે વાવટો તો ઉડાવ્યો. ૪
નવાંકૂરે પત્રોથિ જાણે છપાવી, વસંતે સતા આપની તો મનાવી;
બહૂ વૃક્ષમાં પુષ્પનો પાક આવ્યો, વસંતે વિજે વાવટો તો ઉડાવ્યો. ૫
વંને વાડિયેં શોભતી વૃક્ષ હારો, વસંતે બનાવેલ જાણે બજારો;
ફુલો એરવે રાય જાણે વધાવ્યા, બસંતે વિજે વાવટો તો ઉડાવ્યો. ૬
ગણો કોકિલા શોખિલા શીરદારો, સુડા ને સુકાદિ વડા શાહુકારો;
ફગાવે ફળો માલ જાણે ખપાવ્યો, વસંતે વિજે વાવટો તો ઉડાવ્યો. ૭
ખરે ચાલતી કેણિને યાદ આણો, "નિચો તોય જે રાય માનેલ રાણો;"
વજીરાત દૈ ખાખરાને ખિલાવ્યો, વસંતે વિજે વાવટો તો ઉડાવ્યો. ૮
ખિલ્યા ફાગણે આંગણે બાગ જેવા, સુભાગી શુણે રાગ જેમાં મજેના;

---

૧ મૃગ એટલે હરણની તૃષ્ણાની પેઠે (ઝાંઝવા જળને પાણી જાણી તે પીવાની મૃગ જેમ તૃષ્ણા કરેછે તે રીતે). *જનમ્યું.
૨ શોભિતું. ૩ મનોહર અવાજથી.

પતી પત્નિમાં હર્ષ હૈયે રચાવ્યો, વસંતે વિજે વાવટો તો ઉડાવ્યો. ૯
સુણાવી સુણી સજ્જનો આજ આપે, ખુશીમાં રહે કાવ્ય શાસ્ત્રો પ્રતાપે;
પ્રભૂને પદે પ્રેમ રાખે રચાવ્યો, વસંતે વિજે વાવટો તો ઉડાવ્યો. ૧૦



## वसंतविरहाष्टक.

### વસંતતિલકા છંદ.

આ બાગ જો સખિ અથાગ ફૂલેથિ ફૂલ્યો,
રે, લાગ તે નફટ ફાગણનો ન ભૂલ્યો;
હૂં રે' અભાગણ સુલાગ ન ભાગ આવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૧

જો માલતી મલપતી જુઇને ચમેલી,
બો વૃક્ષ ડાળ ફળ ફાલ થકી નમેલી;
આંબે જુઓ નવિન મોર થતો જણાવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૨

[1]આ મલ્લિકાનિ [2]કળિકા [3]અલિ [4]કામભીની,
શૂં? મોગરાથિ મળિ પ્રીત કરે પ્રવીણી;
આ જો, અરે! પવન મંદ સુગંધિ આવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૩

જો શોભતી કદળીયો ફળથી ફૂલેલી,
આ શી! ગુલાબ કળિયો નવિ નીકળેલી;
રે, કૂંજ કૂંજ! મુજ [5]કૂંજર કે છુપાવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૪

ઘેરી ઘટા શુભ છટાથિ સુવૃક્ષ છાજે,
પામ્યાં સુપત્ર ફળ ફૂલ પવિત્ર આજે;
વેલી વિચિત્ર વિલસી મુજને ન વ્હાવે,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો.

---

૧ એ નામનું પુષ્પ, વૃક્ષ. ૨ કળીયો. ૩ સખી. ૪ કામથી ભરપુર. ૫ હાથી એટલે પોતાનો પતી.

કોકીલ પક્ષિ શુક મોર ચકોર મેનાં,
લાગે મધૂર કરણે બહુ શબ્દ જેના;
શુણી દિલે મદન તાપ અધીક આવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૬

પ્યારાં અરે! કમળ, કાં કરમાય છે તૂં,?
દેખી દુખીત મુજને શરમાયછે શૂં?
કે, ભેડતાં ભ્રમર શું ભ્રમથી ભ્રમાયો,?
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૭

આવે સમે સહુ વશે સુખમાં સજોડે,
આવે સમે કુણ પરસ્પર પ્રીત છોડે;
પ્યારે પ્રદેશ ક્યમ આ વખતે વસાવ્યો,?
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૮

સૌ આ સમે સણગાર ધરે સુઅંગે,
આ વેષ મેં ન શુભલેશ ધર્યો કુઢંગે;
મેં ઢોંગિ થૈ ખચિત ઢોંગ ન આ મચાવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૯

આવી હુતાશનિ, [1]હુતાશન મૂજ હૈયે,
આ શોક તાપ સખિ કોણ કનેજ કૈયે;
સંતાપ કૈં ક્યમ સમે, શખિ તે સમાવ્યો,?
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૧૦

## શાખિવાક્ય.

### પુષ્પીતાગ્રા છંદ.

શુણિ વચન વદિ સુશખિ વિચારી, પ્રગટ પ્રલાપ કરે અરે, શું પ્યારી?
નિકટ સુખ થવા સુનાથ નારી, વિકટ તર્કે વરતે સુધૈર્ય ધારી. ૧૧

---

## ગ્રીષ્મ ઋતુ વિષે.

### ઇંદ્રવિજય છંદ.

બા'ર જવા રૂતુ ગ્રીષ્મ વિશે નિકલ્યો જન કોઈ બપોરનિ વેળા;

---

૧ તાપ.

તાપ અમાપ પડ્યો તન ઉપરે, આપથિ પાપ થરો ઉભળેલા;
થાકથિ પાકિ શરીર ગયું, વણ તાકત સ્વારથ માત્ર સુકેલા;
વાડિ નજીક દિઠી પછિ ત્યાં, વિચરેથિ વિચાર પવિત્ર પ્રફુલ્યા. ૧
શીતળ છાંય સુવૃક્ષ તણી, બહુ ડાળ નમેલ નવાંકુર ધારી;
કેળ ગળેલ ફળે ભરપૂર, ફળેલ અનોપમ આમ્ર[1] અનારી[2];
જોઇ સુવૃક્ષ ઘટાનિ છટા, [3]વિલસેલિ વિચિત્ર લતા ચિતહારી;
કોકિલ કીર મયૂર મનોહર, સૂસ્વરથી વદતાં સુખકારી. ૨
પદ્મ પ્રફૂલિત યૂક્ત જળાશય, જોઈ જતાં પગ આગળ ધારી;
માલતિ જાઈ ચમેલિ ગુલાબ સુપૂષ્પિત વૃક્ષ દીઠા દુખહારી;
આગળ શોભિત જોઈ શિવાલય, હામથિ ત્યાંજ વિરામવું ધારી;
ધ્યાન ધર્યું જઈ દેવ તણું, મટવા સહુ કલેષ વિશેષ વિચારી. ૩
લેશ કૃપાથિ હમેશ હણાય, વિશેષ બ્યથા થઈ એશ કરારી[4];
જે પ્રભુની પ્રભુતાથિ દિશે ભુમિ ભૂધર બ્યોમ ગ્રહો ગ્રહધારી;
ઈશ પ્રતાપથિ પાપ પળાય, ટળે ત્રય તાપ સંતાપ સંસારી;
દર્શનથીજ પ્રસન્ન થયૂં મન જોઈ સુપુષ્પ પુજા છબ ન્યારી. ૪
ચિત્ર વિચિત્ર હતી રચના, બહુ ડોલર પુષ્પની પાસ પથારી;
શાંતિ થઈ જગ કાન્ત કૃપાથિ, નિરાંત કરી સહુ ભ્રાંતિ વિદારી;
પામિ પ્રસાદિ સુડોલર પુષ્પનિ, ગ્રીષ્મ વિશે પછિ હકિત ઉચારી;
ભીષ્મ[5] છતાં પણ ગ્રીષ્મ મનોહર ડોલર ફૂલ પ્રફૂલિતકારી. ૫
દુષ્ટ શત્રુ સમ વ્યોમ ધમે, ધરતી દ્રઢ કો ન શકે પગ ધારી;
નીર નવાણ વિષે ઉકળે, ઉછળે જળ જંતુ જિવીત વિસારી;
સ્વાશ ઉશ્વાશ ભરે ફરતાં બહુ ગ્રામ્ય[6] પશૂ લટકાવી લવારી[7];
ભીષ્મ છતાં પણ ગ્રીષ્મ મનોહર ડોલર ફૂલ પ્રફૂલિતકારી. ૬
ઊન્મત્ત આજ દિસે ઉદધી[8], હદથી ભરપૂર દિશે વધુ વારી;
લોઢ અથાગ ચડે ઉતરે, અતિ નાવ સ્થિતિ થતિ તેથિ નઠારી;
સ્વલ્પ જળાશય સર્વ સુકાય હઠે રણથી જ્યમ કાયર હારી;
ભીષ્મ છતાં પણ ગ્રીષ્મ મનોહર ડોલર ફૂલ પ્રફૂલિતકારી. ૭

---

૧ આંબા. ૨ દાડમ. ૩ ખીલેલી. ૪ આરામ આપનારી. ૫ ભયંકર. ૬ ગામમાં ફરનારાં પશુ, કુતરાં આદી. ૭ જીભ. ૮ સમુદ્ર.

એતર શૂષ્ક દિશે સઘળાં, કરિ ખેડુત ખેડ ખમે ભુખ ભારી;
જાણિ મધ્યાન્હ થતા સહિ આતશ, ભાત લઈ જતિયો ભતવારી[૧];
લૂથકિ લૂલવતાં પશુ પક્ષિ અને, અથડાય જનો અવિચારી;
ભીષ્મ છતાં પણ ગ્રીષ્મ મનોહર ડોલરે ફૂલ પ્રફૂલિતકારી. ૮
પાણિ વિના તલખે પથિકો[૨], હરખે કરિ દોડ દિઠે મૃગવારી[૩];
ભૂખ તૃષાથિ પિડાઈ ઘરોઘરે ભાન વિના ભટકાય ભિખારી;
લાગ વિચારિ દિશે વધતા, જ્વર કોગળિયાદિક રોગ વિકારી;
ભીષ્મ છતાં પણ ગ્રીષ્મ મનોહર ડોલર ફૂલ પ્રફૂલિતકારી. ૯

---

## વર્ષાઋતુ વિષે.

### છંદ ભુજંગી.

અહો મિત્ર, વર્ષાઋતૂ આજ આવી, ઋતૂ ગ્રીષ્મને સદ્ય કાઢી હઠાવી;
હરી તાપ, સંતાપ સૌ વિસરાવ્યો, મહા મામલો મેઘરાજે મચાવ્યો. ૧
જતાં જોર ઝાંખો થયો સૂર્ય જોતાં, દિશે આપ સત્તા નૃપો જેમ ખોતાં,
વડા શર્મથી વાદળામાં વિંટાયો, મહા મામલો મેઘરાજે મચાવ્યો. ૨
ધશી પ્રાવૃટે× વ્યોમ+ મૂકામ લીધું, ઘણા જોરથી ઘોર અંધારૂં કીધું,
શશી સૂર્યનો જ્યાં નહિં લાગ આવ્યો, મહા મામલો મેઘરાજે મચાવ્યો. ૩
દિશે ઠાઠ વૈરાટને ઘાટ આતો, કરીને તયારી વળી વ્યોમમાં તો,
ઘટાથી છટામાં છતે અભ્ર[૪] છાયો, મહા મામલો મેઘરાજે મચાવ્યો. ૪
થતી ગર્જના દૂંદભી જેમ ગાજે, નવા વર્ષના હર્ષની વૃદ્ધિ કાજે,
વડો વાયુને કારભારી ઠરાવ્યો, મહા મામલો મેઘરાજે મચાવ્યો. ૫
મહા મેઘ આડંબરી છત્ર છાજે, સવારી વળી વાદળાંની વિરાજે,
જુઓ વીજળી શસ્ત્રથી જેમ ફાવ્યો, મહા મામલો મેઘરાજે મચાવ્યો. ૬
થતા જોમથી[૫] વ્યોમ મધ્યે કડાકા, ભલી તોપના થાય જેવા ભડાકા,
હણી દૂર દુષ્કાળને તો હઠાવ્યો, મહા મામલો મેઘરાજે મચાવ્યો. ૭

---

૧ ખેડુ લોકોને માટે રોટલા લઈ જતી સ્ત્રીયો. ૨ મુસાફર. પ્રવાસી. ૩ ઝાંઝવાંનું પાણી. × વરશાદ. + આકાશ. ૪ વાદળાં. ૫ જોર.

કરા કારમા પાર વોંણા પડીને, દિસે લાવતા સાથ વાવાઝડીને,
વહે ઘોષ, શું ઢોલ વાગે ત્રધાયો ? મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૮
વહે ગામમાં પાદરે પૂર પાણી, છુપે ઓથ શોધી પશૂ પક્ષિ પ્રાણી,
તણાતાં ઘણાનાં ઘરો છાપરાંઓ, મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૯
સરીતા[૧] મળે વેગથી સીંધુ સાથેં, સતી ભેટતી જેમ સ્વામી સંગાથેં,
વ્યભીચારી જ્યાં ત્યાં વહે વોંકળીઓ, મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૧૦
શ્રિમંતો વસે આ સમે દૂખ ટાળી, ગરીબો દશા ભોગવે છે નમાલી,
બચે તે રિતેં જાંન સૌયેં બચાવ્યો, મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૧૧
પતી, પદ્નિ પ્રાસાદમાં[૧] જાય પેશી, શકે કેમ વાછંટથી ગોખ બેશી!
વિના ભ્રાંત એકાંત આનંદ આવ્યો, મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૧૨
ઘરાઈ ઘરોયેં ઘર્યાં ખૂબ ગારા, ઘુંચે પાધરા ચાલતાં એ બિચારા,
તળાવો કુવા વાવમાં આવિ ર[૨]આવો, મહા મામલો મેઘરાજેં મચાવ્યો ૧૩
દિસે એડુતો વાવતાં ક્ષેત્ર ખાસાં, બહુ લાભની બાપડાં બાંધિ આશા,
પ્રભૂ સર્વના કોડ પૂરા કરાવો, મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૧૪
કરે મોરલા સોરલા બેસુરેંથી, વધે બીજ ને ઉદભિજ્જો અંકુરેથી,
તૃણેથી ઘણેરો ભુમી ભાગ છાંયો, મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૧૫
વદી દાદુરો[૩] દૂર રેંવા ડરાવે, પ્રતીહારનૂં[૪] કામ પોતે ચલાવે,
છડીદાર બોલે બપૈયા બનાવ્યો, મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૧૬
તરેંવાર જંતૂ જહાં ત્યાં જણાતાં, હશે મેઘની પલ્ટણોમાં મનાતાં,
ઘણી માંખિની ફોજનો દાવ ફાવ્યો, મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૧૭
કરી મેઘરાજે ઘણી એવિ ક્રીડા, પ્રજાના હણી પલકમાં માત્ર પીડા,
મહીમા મહીમાંય મોટો મનાવ્યો, મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૧૮
કૃપાળુ પ્રભૂની પ્રભૂતા પ્રતાપેં, દિસે ખીલતૂં શ્રષ્ટિ સૌંદર્ય[૫] આપેં,
કહે પા રતી, પાર કોથી ન આવ્યો, મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૧૯
મતી અલ્પથી કલ્પના જેમ આવી, વ્રથા જલ્પના[૬] સ્વલ્પતામાં[૭] સમાવી'
(તે) મુકી શેરમાં, માફ થાવા ભુલાવો, મહા મામલો મેઘરાજેં મચાવ્યો. ૨૦

---

૧ મેડી. ૨ પાણી આવવાની સર. ૩ દેડકાં. ૪ દરવાણ, દ્વારપાળ.
૫ ખુબી. ૬ બોલવું. ૭ ટુંકામાં.

**દોહરા.**

મળી મિત્ર બેઠા હતા, એક સમે એકાંત;
તપેલ તાપે ગ્રીષ્મનેં, કરવા તન મન શાંત. ૧
ન હતા ભલા ભણેલ પણ, નિશાળ કેરા મૂર્ખ,
રમોજ કરીને રીઝવા, કરતા તર્ક વિતર્ક. ૨
જાતો જેઠ હતો અને, આવ્યો નજિક અશાડ;
ઘોર તિમિર કરી ગાજતો, ચઢિ આવ્યો વરશાદ. ૩
ગરમી ×સેદેં સીદતાં, જોઈ સ્વધર્મી ધામ,
વીરો વદતા પરસ્પર, વિનોદ વાતો આમ. ૪
"નથી ગરજતો ગગન આ, નથી ચમકતી વીજ;"
"પડે ગલોલા ગ્રીષ્મપર, અગ્નિ જવાલા, ધજ." ૫
"એ કદી વ્હેમ જણાય તો, નિશ્ચે માનો એમ,"
"ગગન ઘંટીથિ જળ ઝરે, ઝરતો આટો જેમ." ૬
ફરતી હશે વરાળથી, તેજે તેજ જણાય,
જન મન માંની વીજળી, ઝબકારેં *બી જાય. ૭

**હરિગીત છંદ.**

બિ જાય ખેડૂત વાવવા અતિ હર્ષ હૈયે પામતા,
ગણિ લગ્ન †જલદ જમીનનું હશિ હાથ ધરણું આપતા,
રસ બસ થઈ, રસ આપવા *મહિ, પ્રગટિ હિત ચિત માયલું;
વર્ષારતેં વરષાદ વરશી, થાય વર્ષ ભલે ભલૂં. ૮
બિ વાવતાં વરશાદ વરશી ક્ષેત્રમાં પાણી પડે,
જ્યમ યજ્ઞમાં તિલ આદિ હોમિ વિપ્ર ઘ્રત ધારા ધરે;
નિજ ભાગ લેવા દેવતા ત્યમ માનિયે ‡માગણ મળ્યૂં;
વર્ષારતે વરષાદ વરષી, થાય વર્ષ ભલે ભલૂં. ૯
દઈ દાન એક અનેક પામે, એમ વાત વદાયછે,
કણ એકના ઉપજે અધિક સિદ્ધાર્થ એજ સદાય છે;
અહિં દાન દઈ લે લાભ સ્વર્ગે ખચિત એ સૂચવે ખળૂં,

---

× પરશેવે. * ડરીજાય. † જલવાળી. * પૃથ્વી. ‡ માગનારા ભીક્ષુક ભાટ ચારણ વી.

વર્ષારતેં વરષાદ વરષી થાય વર્ષ ભલે ભલૂં. ૧૦
શુભ નાર નિજ ઘર ભાર ધરિ, જ્યમ વિસ્તરે યશ ગ્રહસ્થનો,
ત્યમ ધારતિ જલ ધાર, ધરતિ લાભ દે બહુ વસ્તુનો,
પતિ પ્યારથી શૃંગાર સમ દરશાવતી સઘળે લીલૂં,
વર્ષારતેં વરષાદ વરષી થાય વર્ષ ભલે ભલૂં. ૧૧
વરશે સુખદ વરષાદ વખતેં શુણિ ગગન ઘન ગર્જના,
પતિ પત્નિ વદતાં પરસ્પર શુભ રસિક શબ્દો ગર્જના;
મળતા સ્વભાવેં પ્રિય પ્રિયા, જ્યમ દુધ સાકરમાં ભળ્યૂં
વર્ષારતેં વરષાદ વરષી થાય વર્ષ ભલે ભલૂં. ૧૨
પતિ ભેટવા આતુર સતિ, નદી તેમ વેગવતી થતી,
ધસતી જતી મળિ સીંધૂમાં, પતિ સાથ જેમ વિરામતી;
બહુ વાંકળા, વ્યભિચારિ સમ, વહિ અટકતા જળ જ્યાં વળ્યુ;
વર્ષારતેં વરષાદ વરશી, થાય વર્ષ ભલે ભલૂં. ૧૩
પ્રગટી *પલીતા વીજના ઘન ગરજતો ભુવો ભલો;
શુણિ નાદ બોલે મોર, કરતા સોર ચંડીપાઠનો;
દુષ્કાળ ભાગે ભૂત સમ, શુણિ ડેડકાં મુખ ડાકલૂં;
વરષારતેં વરષાદ વરશી, થાય વર્ષ ભલે ભલૂં. ૧૪
વાદિત્ર સરસ સતાર તંબુર તેમ તમરાં ગાજતાં,
નભ નાદ, જેમ મૃદંગ વાજે, ભ્રમર ગાન બજાવતાં;
[1]ચપળા કરે શુભ નૃત્ય જ્યાં, વરષાદ યશ વખાણાયલૂં,
વરષારતેં વરષાદ વરશી, થાય વર્ષ ભલે ભલૂં. ૧૫
જળ સ્થળ અને વન ઉપવનેં મહિમા મહાન મહેશનો,
દરશાય લીલા લલિત[2] નિશદિન નિયમ નેક રૂતુ તણો;
પ્રગટે પ્રતાપેં અધિક અન તૃણુ વિવિધ ફૂલ અને ફળો;
વરષા રતેં વરષાદ વરશી થાય વર્ષ ભલે ભલૂં. ૧૬

——o——

* સળગતા કાકડા. ૧ વીજળી. ૨ સુંદર.

# શરદ ઋતુ વિષે.

## છંદ ભુજંગી.

હઠાવ્યું વડું જોર વર્ષા રતૂનું, રતૂ શર્દને શું હશે વેર જાનૂં ?
મળી ગ્રીષ્મને શૂં લિધો યોગ્ય દાવ,? રતૂં સર્દનો પ્રૌઢ દીશે [1]પ્રભાવ. ૧
હઠી મેઘના મંડળે માર્ગ આપ્યો, હશે વ્યોમમાં શર્દનો ત્રાશ વાપ્યો;
શશી સૂર્ય જેના વડા ઊમરાવ, રતૂ શર્દનો પ્રૌઢ દીશે પ્રભાવ. ૨
દિશે દર્દનૂ સૈન્ય શર્દે જમાવ્યૂં, ઘણા રોગનૂં જે થકી જોર ફાવ્યૂં;
મનાણો સુબો શર્દનો મુખ્ય તાવ, રતૂ શર્દનો પ્રૌઢ દીશે પ્રભાવ. ૩
ધરા શોભતી, સર્વ સુકાઈ ગારા, થયા પાધરા સૌ નદીના કિનારા;
થયાં નીર્મળાં વાવ કૂવા તળાવ, રતૂ શર્દનો પ્રૌઢ દીશે પ્રભાવ. ૪
ભુમીયેં ભલી જાજમો પાથરેલી, દિશે વ્યોમમાં ચાંદની રાત ખીલી;
મળી સજ્જનો મિત્ર લે સૌખ્ય ભાવ, રતૂ શર્દનો પ્રૌઢ દીશે પ્રભાવ. ૫
થતાં ક્ષેત્રમાં ધાન્ય જો ઘોક થોકે, અહો ! ઇશ્વરી રીદ્ધિને કોણ રોકે,?
ઘણા પક્ષિ કેરો થતો જ્યાં જમાવ, રતુ શર્દનો પ્રૌઢ દીશે પ્રભાવ. ૬
જતાં આવતાં જો જનો રાત જાણે, વશ્યૂં વસ્તિથી શીમમાં શેર જાણે;
કરે કાપણી હર્ષ આણી અથાગ, રતૂ શર્દનો પ્રૌઢ દીશે પ્રભાવ. ૭
દિવાલી દશેરાદિ તહેવાર જેમાં, ખુશીથી જનો ખેલતાં સૌ મજેમાં;
વધે સ્ત્રી પતીમાં પુરી પ્રીતભાવ, રતૂ શર્દનો પ્રૌઢ દીશે પ્રભાવ. ૮
નવૂં આર્યનૂં શર્દથી વર્ષ ચાલે, નવૂં પીઠમાં ધાન્ય વેચાય પાલે,
નવી મોસમેં ધાન્યના નર્મ ભાવ, રતૂં શર્દનો પ્રૌઢ દીશે પ્રભાવ. ૯
રતૂમાં સતાવંતછે શર્દ જાણી, દિશે વેદના મંત્રમાં એ ગવાણી,
"શતંજીવ શર્દા" વદે વીપ્ર ભાવ, રતૂ શર્દનો પ્રૌઢ દીશે પ્રભાવ. ૧૦
વનેં વાડિયેં ખીલતી વૃક્ષ વેલી, સદા લાગતી અચ્છી લીલી મજેની,
પ્રતાપી પ્રભૂ પૂર્ણ વ્હે'તો પ્રવાહ, રતૂ શર્દનો પ્રૌઢ દીશે પ્રભાવ. ૧૧
ફરે રાજ્ય સ્વારી સ્વભૂકામ છોડે, પ્રવાસી જનો પંથમાં પ્રીત જોડે,
થતાં ચાલતાં સીંધુમાં નિત્ય નાવ, રતૂ શર્દનો પ્રૌઢ દીશે પ્રભાવ. ૧૨

---

૧ બળ, જોશ.

# શિયાળાવિષે.

## ભુજંગી છંદ.

રૂતૂ શર્દ કેરૂં થતાં જોર ઝાઝૂં, જ્વરાદીકથી કોઈ જોતાં ન સાજું;
પ્રભૂની કૃપાથી જવા રોગચાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૧
હિમંતે થતો જાણિયે જન્મ જેનો, શિશીરે સખી પૂત્ર પ્યારો ગણેલો;
કર્યો કેળવી સર્વથા શક્તિવાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૨
સપાટે રૂતૂ શર્દને તો હઠાવે, [૧] ઠપાટે હણી દુષ્ટ રોગો દબાવે;
ઝપાટે ભરે તાવ આદી ઉચાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૩
છકી સૂર્યના તાપને નર્મ પાડે, પકી પ્રીતથી પીડતો રાત દા'ડે;
નકી ટાઢથી ધ્રૂજતાં સૌ નિહાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૪
ઘણા હીમથી સીમનો ધાણ વાળે, ઘણા હીમથી કૂમળાં વૃક્ષ બાળે;
ઘણા હીમથી સૂકવે વૃક્ષ ડાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૫
ઘણી ટાઢથી પંથી પીડાય વાટે, ઘણી ટાઢથી કૈકનાં ગાત્ર ફાટે;
ઘણી ટાઢથી સર્વ ઇચ્છે ઉનાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૬
ફકીરો અને કૈક સાધૂ ભિખારા, પડી પાદરે કષ્ટ પામે બિચારા;
કરે અગ્નિ, કાં શોધતા ધર્મશાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૭
હિમતે જનો સર્વકો હર્ષ પામે, થતાં શર્દનાં દર્દ તેમાં વિરામે;
નિરોગી થવા સૌ ભરે નિત્ય પાલો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૮
કરે તૈલનૂં શ્રેષ્ટ [૨]અભ્યંગ અંગે, ખુશી થાય ખાવા પિવાને પ્રસંગે,
વધે પ્રેમ પત્ની પતીમાં રૂપાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૯
ખુશી રે' શ્રિમંતો બહૂ ખાન પાને, ગરીબો મળ્યૂં તેથી સંતોષ માને,
[૩]રૂચીકારિ જે સર્વને છે રૂપાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૧૦
જનો ઉમદાં વસ્ત્ર ધારે ઉમંગે, રૂડાં શાલ દૂશાલ આદીક અંગે,
મળે રંકને કામળો માત્ર કાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૧૧
[૪]કઠોળો અને શેરડી ગોળ પાકે, બને ઔ વિધિ સાલમાદિક પાકે,
વિશેષે વધે વિપ્રને લાડુ [૫]ગાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૧૨

---

૧ હાથના તમાચેથી. ૨ ચોળવું તે લેપન.
૩ પ્રીતી ઉપજાવનારો. ૪ અડદ મગ આદી કઠોળ.
૫ લાડુ મળવાની મોસમ.

ભલી વીધિયેથી કરી ૧ભાજ ભીની, ઘણી ચૂરમામાં કરે ધાર ઘીની,
પછી ઘી ઠરે જેમ પાષાણ ઢાળ્યો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૧૩
વિશેષે સુખાકારિને સાંધનારો, દિશે સર્વકોને અનૂકૂળ સારો,
અતીષે કહ્યો તે થકી કંચિવાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૧૪
ખુશીમાં રહી સૌ પ્રભૂને પ્રતાપે, હસે ને રમે આ સમે પ્રાણી આપે,
નિરોગીપણે સર્વને નિત્ય પાળો, મનાતો હિમંતે શિશીરે શિયાળો. ૧૫



## केळवणी वगरना देशमां वसनार लोकोनी स्थिति विषे.

### ઇંદ્રવિજયછંદ.

ગ્રાહક નેં, શુભ ચાહક નેં, નિજ સ્વારથિ અન્યનું કારજ સારે,
દ્વેષથિ *મેષ લુંછે પરનેં, મુખ વાંક અવાંક ન લેશ વિચારે;
પ્રીતિ નહીં શુભ નીતિ વિશે, પછિ ભીતી વિના શુભ રીતિ ધિક્કારે;
વાડ ઉઠી શુભ વેલ ચરે પછિ, રેલથિ કેળ ફળે ક્યમ ક્યારે. ૧
માન નહીં વિદ્વાન તણું, સનમાન દઈ શઠને શુભ ધારે;
વ્હેમ થકી થઈ જાય અક્ષેમ, તથાપિ ન તેમનિ વાત વિસારે;
કેળવણીનિ અકેળવણી કરવા બહુ મળવર્ણથિ પુકારે;
મિત્ર કહો, પરતાપ કહે, કહું આ થકી શૂં અફશોષ વધારે! ૨

---

## दीवाळीनुं वर्णन.

### ભુજંગીછંદ.

અહો મિત્ર! આ વાત આનંદનીછે, ખરા ચીતથી સાંભળો હું કહૂં તે;
સુણી પામશો દીલ મધ્યે ખુશાલી, અતી શ્રેષ્ટ તેંવારમાં છે દિવાળી. ૧
પ્રતી શાલમાં જ્યાહરે હોય આશૂ, દિવાળી તણું તેહમાં પર્વ ખાસૂં;
અમાવાસિયા તીથિ તેની રૂપાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૨
તિથી ઉપલી મોરથી દીન આઠે, દિવાળી દિવાળી કહે સર્વ પાઠે;

---

૧ પત્રાવળી. * કાજળ.

વસે સૂખમાં સર્વ કો દૂખ ટાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૩
દિપાવે ઘરો આપનાં સર્વ પ્રાંતે, લીંપાવે થવા સ્વચ્છતા શૂભ રીતે;
બનાવે કરી ભીંતને ચીતરાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૪
સુધારે વળી બંગલા મેડિઓને, કરે ખાંતથી દીપતી ડેલિયોને;
દિશે શોભતાં બારણાં ગોખ જાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૫
કમાડો પટારાં પુરાં તેલ પામે, રૂડો રંગ રંગાયછે ઠામ ઠામે;
કરે રાતરે રોશની દીપ વાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૬
બજારો બનેછે અતી શ્રેષ્ટ ભાતે, રહે શાહુકારો ખુશી દીન રાતે;
ખપાવે ગ્રહે માલને ઠોકિ તાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૭
અરીસા અતી પ્રીતથી કૈક બાંધે, રૂડા કાગળો ભીંતથી કૈક સાંધે;
મુકે કાચની હાંડિયો દીપ વાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૮
બનાવે દૂકાનો વળી શૂભ પ્રાંતે, રૂડી હારથી ગોઠવે માલ રીતે;
ખુશી થાય સૌ રોશનાને નિહાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૯
હશે સ્વર્ગમાં શોભતાં સ્થાન જેવાં, બને આ સમે દેવ મંદીર તેવાં;
ખુશી થાય સૌ દૂરથી દીપ ભાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી.૧૦
ધનીકો રૂડાં ભોજનો રોજ રાંધે, રહે સૂખમાં સર્વકો દીન રાતે;
ગરીબો ગ્રહે શેવ સાટા [1]સુંવાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી.૧૧
વિદેશી જનો આ સમે ઘેર આવે, સગાં સર્વના દીલમાં ખૂબ ભાવે;
સુખી થાય વીયોગનૂં દૂખ ટાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૧૨
ફટાકા અને ઝાડ રેટા બપોરો, વછોડે વળી બાળકો લાવિ [2]હોરો;
ચડાવે ઉંચાં [3]કાતળી વેગ વાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી.૧૩
કડાં ગૂજરી, એ વિગેરે છતીજો, બનેછે ઘણી ખાંડની શ્રેષ્ટ ચીજો;
દિશે દેખતાં શ્રેષ્ટ આનંદ વાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૧૪
પુરા સદગૂણી પંડિતો હોયછે જે, ધરી પ્રીતને શાસ્ત્રનો સ્વાદ લેછે;
બુરા મૂરખો રીઝશે દારૂ બાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૧૫
કૃપા ઇશનીથી સુખી હોયછે તે, થઈ એકઠા મિત્ર આનંદ લેછે;
સુણે પ્રીતથી રાગણીયો રૂપાળી, અતી શ્રેષ્ટ ત્હેવારમાં છે દિવાળી. ૧૬
નિશી પાછલી હોયછે પો'ર જ્યારે, જનો જાગતા થાયછે સર્વ ત્યારે;

---

૧ પુરી. ૨ ઉનંગ. ૩ કોકબાણ (આતશબાજીની એક ચીજ.)

કરે ચોકને આંગણા સ્વચ્છ વાળી, અતી શ્રેષ્ટ તેહેવારમાં છે દિવાળી. ૧૭
દિશે દેવળો મધ્ય ગીતો ગવાતાં, દિશેછે જનો તે વિશે કૈક જાતાં,
નમે ત્યાં જઈ દેવને શીશ ઢાળી, અતી શ્રેષ્ટ તેહેવારમાં છે દિવાળી. ૧૮
અમાવાશિયાની નિશી થાય જ્યારે, પૂજે મૂરતે ચોપડા સર્વ ત્યારે,
જપે સર્વકો લક્ષ્મી માત કાળી, અતી શ્રેષ્ટ તેહેવારમાં છે દિવાળી. ૧૯
બજે નોબતો રાજ કેરે ✠અવાસે, જનો રાજનાં જાયછે રાજ પાસે,
છુટે તોપ નિત્સે વડાં જોરવાળી, અતી શ્રેષ્ટ તેહેવારમાં છે દિવાળી. ૨૦

## सवत १९२९ नी शालमां चालतो दुष्काळ मटी सकाळ थयो ते विशे.

### હરિગીત છંદ.

વિત્યાં વરશ દશ બાર, બહુ દુઃખકાર, તે આ દેશમાં,
જન *આરતી મોંઘારતે સુખ આશ ન હતિ લેશમાં;
આ સાલથી સૌ શાંત થ્યાં. સોંઘાવરી જળમાં ઝિલે,
આ વર્ષનો ઇતિહાશ લખતાં હર્ષથી હૈયૂં ખિલે. ૧

પરદેશના આધારથી પોષણ પ્રજાનૂં ચાલતૂં,
પરદેશિ અંન બૌ ધંન દ, જન કળકળિ કર ઝાલતૂં;
તે ત્રાસદા તક નાશ થઈ, શુભ આશના અંકુર ખિલે;
આ વર્ષનો ઇતિહાશ લખતાં હર્ષથી હૈયૂં ખીલે. ૨

કોઈ વર્ષ શાક ન થ્યું ઘણૂં, બૌ ખડકડખ નૈં કોયમાં;
કોઈ વર્ષમાંહિ ખરેખરી, બૌ તાંણ પડિ ગઈ ×તોયમાં;
સૌ તાણની થૈ હાણ ન, શુભ લાંણ થૈ વર્ષે લિલે;
આ વર્ષનો ઇતિહાશ લખતાં હર્ષથી હૈયૂં ખિલે. ૩

કોઈ વર્ષ ટીડ પડ્યાં અને, કોઈ વર્ષ મેહ વરસ્યો નહીં;
કોઇ વર્ષ દુખદ દુકાળમાં ધ્રણી ચોરિ ઝાંટિ થતી સહી;
તે ભય ટળ્યો આ વર્ષથી, જન હોંષને હર્ષે હિલે;
આ વર્ષનો ઇતિહાસ લખતાં હર્ષથી હૈયૂં ખિલે. ૪

---

✠ રાજ દરબારમાં. * પીડીત, દુખી. × પાણી.

ઔ વર્ષ વાઘેરાદિ બહુ જણ બાર્વટીયા બળ થકી,
ઔ ગામ મારી ખંડ કરિ પોંચાડતા પીડા પકી;
તે નાશ પામ્યા આ સમે, હુલ્લાશથી વસ્તિ હિલે,
આ વર્ષનો ઇતિહાશ લખતાં હર્ષથી હૈયૂં ખિલે. ૫

ઔ તાવ કોગળિયાદી, જેના નામથિ જીવ નિસરે,
અતિ પીડતાં નારી મરદ ઔ, રંગિલા આદિક અરે;
તે સાંભળ્યાં આ વર્ષ નૈં, સુખ તેથિ સૌ પામે દિલેં,
આ વર્ષનો ઇતિહાશ લખતાં હર્ષથી હૈયૂં ખિલેં. ૬

રૂ શેર ચાંદિ હૂંડિના ઔ ભાવમાં વધઘટ થવે,
જન જૂથ નિરમુળ થઈ ગયાં, ઔ પેટિ તજીને પાવડે;[1]
વિસરાવી તક તે આ તકેં, જન નૈ રહે લમણે દિલે,
આ વર્ષનો ઇતિહાશ લખતાં હર્ષથી હૈયૂં ખિલે. ૭

શુભ દ્વારિકાં સમ ધામની, થૈ હામ જામ વિભિશને,
ગ્યે વર્ષ અઠ્ઠાવીશમે શરૂ કામ કીધું ખેશ એ;
આ અચળ શ્રી ભિમસિંહજી આ વર્ષ જામનગર ટિલે,
આ વર્ષનો ઇતિહાશ લખતાં હર્ષથી હૈયૂં ખિલે. ૮

સત ઓગણિશની ઉપરે શુભ વર્ષ ઓગણત્રિશમૂં,
સુખ મય થયૂં સૌ વસ્તીને, તેવૂંજ થાવા ત્રિશમૂં;
પુર પ્રેમથી પરતાપ પ્રણમે, ઈશ ધ્યાન ધરી દિલેં,
આ વર્ષનો ઇતિહાશ લખતાં હર્ષથી હૈયૂં ખિલેં. ૯

---

### દોહરો.

દયાળુ તેં દુખ ટાલિયૂં, કરૂણા કરિ કર્તાર;
સુખ અખંડ સૌ રાખજે, સર્વ દેશ મોઝાર. ૧૦

---

[1] દુકાન વેપાર બંધ કરી મજુરી કરવા મંડ્યા તેથી.

## दुष्काळना दुखथी वर्षाद थवा विशे इश्वर पासे याचना.

**ઉપજાતિ છંદ.**

સર્વજ્ઞ સર્વેશ્વર શ્રી વિધાતા, દુષ્કાળથી આજ અમે વિંધાતા,
ઉચ્ચારિયે અર્જ દયાળ જાણી, વૃષ્ટી કરો દેવ દુકાળ જાણી. ૧
કૃપાળુ ઓ! પાળક અંત્ર જામી, દૂકાળ સત્તા અતિ અત્ર, જામી,
તેથી બુરા હાલ હવાલ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૨
મોંઘૂં મળે ધાસ અનાજ તેવૂં, ન પાણિનૂં દૂખ ખમાય તેવૂં;
[1]ક્ષેત્રજ્ઞ! ક્ષેત્રો સઉ ખાલિ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૩
અરે! પૂરૂ ઢોર ન ધાસ પામે, મોંઘે અનાજે જન ધાસ પામે;
બૂરી સ્થિતી દેશનિ હાલ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૪
રહ્યા દિશે ઢોર સ્વદેશ હાંકી, ઘણા ગયા લોક વિદેશ હાંકી;
તેથી ખરાબી તતકાળ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૫
અનાજ આઘેથિ મગાવ્યું આવે, પરંતુ પાણી દુરથી ન આવે;
પાણી વિના પ્રાણિ કંગાળ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૬
સૂકી સરીતા બહુ માસની છે, તળાવ કૂંડે સહુમાં [2]શનીછે;
માનુષ્ય જંતૂ મૃત તુલ્ય જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૭
ગયા કુવા વાવ વિશેષ નીચે, જણાય ગારો [3]અવશેષ નીચે;
તેથી અવાડા પણ ખાલિ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૮
પાણી ન પામે જનગાળ [4]કાઢે, ન પાણિ પામે જનગાળ [5]કાઢે;
પાણી ન પામે જનગાળ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૯
ભૂખે સુઈ કોઈ શકે ન રાતે, દૂખે રહી કોણ શકે નિરાંતે;
સહે લખ્યૂં કષ્ટ કપાળ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૧૦
વરે [5]ખરે કે કદિ કો મરે જ્યાં, પીડા અતિ પામતિ [6]કોમ રે,ત્યાં;
ઘણે દુખેથી ઘડી તાલ જાણી, વૃષ્ટી કરો દેવ દુકાળ જાણી. ૧૧

---

૧ પરમેશ્વર. ૨ શનીશ્વર આવ્યોછે, એટલે તંગી આવીછે.
૩ પૃથ્વીને તળીયે. ૪ કચરો કાદવ કુવામાંથી કાઢેછે તે. ૫ લા-
ક્ષણીક અર્થ-બોલી નિંદા કરે તે.
૫ વરોઠી જમણવાર આદિ. ૬ પ્રજા લોકો.

જાતાં ઘણે દૂરેજ [1]દેન દેવા, ત્યાયેં પુરૂં પાણિ મળે ન દેવા;
જ્યાં આજછે ત્યાં નૈ કાલ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૧૨
શું? મારવાડે મળવાનું ધારે, બંગાલ બલ્લા ધરશે વધારે;
શંકા અવીમાં સહુ હાલ જાણી. વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૧૩
ખરાબ પાણીથિ વિકાર વાધી, ફરે હવા રોગિ અપાર બ્યાધિ;
ડકી પડયૂં ટૂંટિયું તાળ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૧૪
તપે જનો હાલ દુકાળ તાપેં, વધૂ વળી ગ્રિષ્મ તણે ઉતાપે;
હાલારની હાલત હાલ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૧૫
શૂં કાંઈ હાલારની ભૂલ જાણી,? સુકાઈ હાલારની [2]ભૂ લજાણી;
જો તેમ, તો ભૂલ કબૂલ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૧૬
આવે દુખેં શૂં? જીવિયેં પરાણેં, જીવાયછે જો પ્રભૂ [3]ઉપરાણેં;
હવે હરી! કષ્ટ અતોલ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૧૭
આશ્રે ગણી આજ અમે અનાથ, શાંતી કરો મેઘથિ વિશ્વનાથ;
પ્રતાપ આ છેવટ ખ્યાલ જાણી, વૃષ્ટી કરો દેવ દૂકાળ જાણી. ૧૮

---

## दुष्काळ अथवा मूर्ख राजा विषे.

### વસંતતિલકાછંદ.

જે દેશમાં તૃણ અનાજ તણીજ તંગી,
જોતાં વિશેષ જન હાલત જ્યાં કઢંગી;
સૂકાય જ્યાં [4]સર [5]સરિત, મુકાય માજા,
ત્યાં તો દુકાળ અથવા અતિ મૂર્ખ રાજા. ૧
જ્યાં ચોરિ ઝોંટિ લુટફાટ અધીક ચાલે,
ભૂખેં ભ્રમિત જન દૂષ્ટ ચડે કુચાલેં;
ઉદ્યોગ યોગ્ય નહીં તેથી ન લોક તાજા,
ત્યાં તો દુકાળ અથવા અતિ મૂર્ખ રાજા. ૨
જ્યાં રોજગાર ન લગાર [6]શ્રિકાર દીશે,

---

૧ અગ્નિદાહ, બાળવાને. ૨ પૃથ્વી. ૩ સાહ્યતા, મદદ.
૪ તલાવ. ૫ નદી. ૬ સારો.

જ્યાં ધીરધાર વણ, લોક દુખી અતીશેં;
આરોગ્યતા ન, અતિ રોગ જણાય ઝાઝા,
ત્યાં તો દુકાળ અથવા અતિ મૂર્ખ રાજા. ૩
જ્યાં ઢોંગિ લોક કરી ઢોંગક્રિયા ચલાવે,
ધૂર્તો તમાશગિર ફંદ કરીજ ફાવે;
વિદ્વાનને પણ વિપતિ વીંટી વળે જ્યાં,
ત્યાં તો દુકાળ અથવા અતિ મૂર્ખ રાજા. ૪
જ્યાંની પ્રજા દુખથિ જૈ વસતી પ્રદેશેં,
જોતાં બજાર ઘર ઉજ્જડ ગામ દેશે;
ખાલી પડી જમિન એતિ વિનાજછે જ્યાં,
ત્યાં તો દુકાળ અથવા અતિ મૂર્ખ રાજા. ૫
જ્યાં ઢોર તેમ કમજોર પશૂ બિચારાં,
ભૂખ્યાં તૃષાતુર મરે ખમિ દુખ ખારાં;
જોતાં તમામ દુખી જંતુ જણાય ઝાઝા,
ત્યાં તો દુકાળ અથવા અતિ મૂર્ખ રાજા. ૬
સુકાય વાડિ વનમાં શુભ વૃક્ષ વેલી,
પીડાય જ્યાં ખગ મૃગો, નહિં કોઈ બેલી;
પાણિ વિના અધિક પ્રાણિ પીડા ખમે જ્યાં,
ત્યાં તો દુકાળ અથવા અતિ મૂર્ખ રાજા. ૭
આવે દુખેં ક્યમ શકે રહિ કો નિરાંતે ?
આપત્તિ જ્યાં અધિક આવતિ દીન રાતેં;
શૂં વર્ણવાય ? દુખ થાય વિનાશીમાં જ્યાં,
ત્યાં તો દુકાળ અથવા અતિ મૂર્ખ રાજા. ૮
આ દૂખ સાગરથિ તારિ, કૃપાળ, પાળે,
ધારી કૃપા દ્રઢ પ્રતાપ પ્રભૂ નિહાળે;
નૈં તો ન કોઈ શકતું કદિ ઉગરી જ્યાં,
ત્યાં તો દુકાળ અથવા અતિ મૂર્ખ રાજા. ૯
વિશ્વંભરા, વિદિતછે તમને તમામ,
આ વિશ્વવાસિ સહુની પુરે તૂંજ હામ;

'સંપે વસાવ સુખ આપિ સહૂ પ્રજાને,
નિત્યે નૃપાળ સુધરિ ન ખમે કજાને. ૧૦

---

# તે દાંભિકો સુધારો શું કરી શકે?

ભુજંગીછંદ.

વિના અલ્પ વિદ્યા ઘણો ડોળ ઘાલે, સુવસ્ત્રો સજી કંઠ ઘડીયાલ ઘાલે,
લઈ લાકડી હાથ, ધારે સુધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો? ૧
કરે રંગ બેરંગી ધારે રૂમાલો, સજી બૂટ મોજાં મિજાજે નમાલો,
ખરે તે ખરા ધૂર્તનો વેષ ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો? ૨
વૃથા માનથી તાયફાને નચાવે, વિશેષે તમાકૂં અને પાન ચાવે;
અર્તાષે નિશામાં અહોનીશ ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો? ૩
સ્વભાષા ન જાણે સ્વભાવે ન શાણા,સભા નામ ધારી સભાસદ સ્થપાણા;
સ્વભાવીક સંભાષણોનો ઉધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો? ૪
પુરા નૈં ભણી નિત્ય નીંદે પુરાણો, પુરા નાસ્તિકો પંથ તોડે પુરાણો;
પુરા જ્ઞાનનો ત્યાં પુરો નાશ ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો? ૫
ગ્રહે કાયદો, ફાયદો ના વધારે, વદે વાદ ઈલાયદો અર્થ ધારે;
વિના વાયદે ન્યાયનો નાશ ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો? ૬
ગ્રહે દંડ આડંબરેથા સીપાતો[1] સહે દંડ પાખંડીના ખંડમાંતો;
નહીં મૂક્તિ આપે અખંડેશ ધારો,[2] કરી શૂં શકે દાંભિકો તે સુધારો? ૭
વિના મર્મ જાણે તજેછે સ્વધર્મ, ભમી ભર્મથી નિત્ય ધારે અધર્મ;
વિના શર્મ તેનો સદા ત્રાશ ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો? ૮
અથવા માનવી માનવા નૈં નરોમાં, વૃથામાની[3] એ માનિયેં વાનરોમાં;
છતાં માનવી માનનો નાશ ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો? ૯
સ્વદેશાભિમાની કરૂં અર્જ આજે, શુણી ધારશો દેશની દાઝ આજે;
સદા દાંભિકોનો અવિશ્વાશ ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો? ૧૦
સદા પારકી આશ નીરાશ ધારી, તજો વાસના તે વૃથા દાસ ધારી;
ખરા દીલથી હર્ષને હોંશ ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો.? ૧૧

---

૧ સન્યાશી. ૨ ઈશ્વર. ૩ અહંકારી.

ખરે ખાત આ વાત તો યાદ રાખો, ખરી ખ્યાતિ કેરૂં જતૂં બીજ રાખો;
ખરી ખાતરીથી કહે દાસ ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો.? ૧૨
ખરે દાંભિકો દીશતા દેશમાં જ્યાં, ભ્રમાવે પ્રજાને હણે દેશ માજા;
ફરે ફાવતા દેશ વિદેશ ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો.? ૧૩
ગણી દાંભિકો દેશ કેરા હરામી, જવા કષ્ટ વેળા ન રેખો વિરામી;
સદૂદ્યોગથી યોગ્યતા યોગ્ય ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો.? ૧૪
સ્વદેશી વિષે શ્રેષ્ઠ વિદ્યા વધારી, નિતી સદ્ગુણોથી ખરૂં જ્ઞાન ધારી;
ખરા દીલથી યોગ્ય ઉપાય ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો.? ૧૫
જવા દેશથી દેશિનાં પાપ તાપે, સુખો પામવા સર્વદા સૂ પ્રતાપેં;
પ્રભૂ ચર્ણનૂં ધ્યાન હમ્મેશ ધારો, કરી શૂં શકે દાંભિકો તે સુધારો.? ૧૬

---

# स्वदेशाभिमान विषे.

## स्वदेशियो आपणे तो ठगाया.

### ઉપેંદ્રવજ્રા છંદની ચાલ.

શુણો વિનતી પ્રિય દેશિ ભ્રાતા, મહા દુખેં કેમ નથી મુંઝાતા;?
વિના વિચારેં વધતા સિદાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા, ૧
હતી સ્થિતિ આગળ આપણી જે, બધી રિતેં તે બદલાઈ દીશે;
અનાર્યમાં આર્ય છતાં છપાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૨
જ્યારે થયા મૂશલમીન રાજા, સ્વદેશની ત્યારથિ ત્રૂટિ માજા;
ઘણી રિતેં ગાફલ રહી ઘવાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૩
ખરાબ ધારા ખડગોથિ +રેશી, ખરાબ ધારા વિરચ્યા વિદેશી;
ખરાબિ પૂરી કરતાં ન કાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૪
ધરાવિ સત્તા કર કૈક લીધા, ધરા વિગેરે ધન હીન કીધા;
ધરાળ ધક્કે હણતાં ન ધ્રાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૫
વધ્યો કળાપો પરદેશિ પેઠે, કળા ઘટી ચંદ્ર કળાનિ પેઠે;
કળાઈ સૌ હુન્નરતો હરાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૬

---

+ કાપી.

સમગ્ર સિદ્ધી હરિને હમેશેં, વિવીધ વિદ્યા પણ ગઈ વિદેશે;
પ્રચંડ મ્હેમોથિ પછી વીંટાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૭
પરાક્રમો સૌ પરવારિ બેઠા, અનૂક્રમે થ્યા હલકાથિ હેઠા;
સુખો તણા મારગ સૌ સુકાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૮
સ્વધર્મ થ્યો ખંડન ખંડખંડે, અધર્મ વ્યાપ્યો અધિકો બ્રહ્માંડે;
અખંડ પાખંડિ મતો મનાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૯
સ્વદેશના ખાલિ થયા ખજાના, ગયા હવે સૌ દિવશો મજાના;
દરિદ્રતાના દુખથી દબાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૧૦
ખચીત તેમાં નથિ વાંક કોનો, વિશેષ જોતાં, સૌ દેશિયોનો;
ભલૂ થવા ભોળપણે ભ્રમાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૧૧
કહે વિદેશી કહિ તેમ હાજી, અનેક ઇચ્છા કરિ તેની તાજી;
વિશેષ તેના ગુણ માત્ર ગાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૧૨
વિદેશી વસ્તુપર મોહ પામી, ગ્રહોછ દૈ દ્રવ્ય છતાં નકામી;
ખચીત ખોયું, કશું નૈં કમાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૧૩
સ્વદેશીયો સભ્ય સદા ગણતા, મહાન વિદ્વાન વિશે મનાતા;
નિરૂદ્યમી થૈ નબળા ગણાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૧૪
સ્વદેશનૂ માન સદૈવ ધારો, સદૂદ્યમે સંપતિ સૌ વધારો;
યશો પ્રતાપી સૌથી સવાયા, સ્વદેશિયો! આપણ તો ઠગાયા. ૧૫

---

## स्वदेशनी दुर्दशाना कारणो विषे.

### વસંતતિલકા છંદ.

વાંચો વિનતિ પ્રિય પ્યારથિ વાંચનારા, [1]ન્યારા કરોજ સહુ દુર્ગુણ જે તમારા;
મારા નદોષ ગણશો ધરિને ક્ષમાતો, શાથી સ્વદેશ સુધરે? નિજ દેશિ ભ્રાતો. ૧
દેશી નૃપો ન સુધર્યા સુધર્યા ન લોકો, લોકો [2]ઘુલૂક સરખા, બહુ ખાય ઠોકો;
ઠોકા છતાં શિરપરે, ન વિચારતા તો, શાથી સ્વદેશ સુધરે? ૨
અલ્પજ્ઞ પૂરૂશ વળી અભણેલિ બામા, [3]બામા કરે અઘટતા, ધરિને[4]ઉધામા;
ધામેં ન ધ્રાય ન ધનેં નિધની થતાં તો, શાથી સ્વદેશ સુધરે? ૩

---

૧ અળગા. જુદા. ૨ ઘુડ. ૩ સ્ત્રી. ૪ ચાળા, ઊફાન.

આવે ભણે ન ભણિ તોય વિવેક હીણી,હીણા વિચાર ન તજે, નિત જેનિ કૂડી;
કટી મરે ન સુવિચાર સ્વભાવમાં તો, શાથી સ્વદેશ સુધરે? ૪
જેવાં જમીન જળ ત્યાં ફળ તેવું ઉગે, ઉગેથિ અસ્ત લગેં આળશમાંજ ઊંઘે;
ઉદ્યોગ્ય યોગ્ય ન વિચાર કશો કરાતો, શાથી સ્વદેશ સુધરે? ૫
કામી હરામિ વધતા જન વ્હેમ વાંમી, [1]વામા ભરેલ ઉલટા, [2]કુલટાનું ગામી;
ગામે ધ્રુલાય ઘર જાય, હણાય નાતો, શાથી સ્વદેશ સુધરે? ૬
સાચો ન સ્વાર્થ સમજે,પરમાર્થ તો ક્યાં,? તો કાં અનર્થ ન વધે? દુખછે વધૂકાં;
ધોકાધ પંથ દ્રઢ ત્યાં, શિ સુખાર્થ વાતો,? શાથી સ્વદેશ સુધરે? ૭
નીતી સ્વધર્મ ન વિચાર કશો જણાતો, [3]નાતો ઘટીત અઘટિત રીતે સુકાતો;
[4]કાતો અતી કપટનો સઘળે સજાતો, શાથી સ્વદેશ સુધરે? ૮
જાત્યાભિમાન ન રહ્યું, નહીં દેશ દાઝ, દાઝેં દવે દુખિત દેખિ ન થાય લાજ;
લાજે ન લાખુ કરજે કરતાં વરાતો, શાથી સ્વદેશ સુધરે? ૯
આ આર્યખંડ સુભ મંડન સર્વ ખંડે, ખંડીત થાય, ફકડંડ પણે, અખંડે;
ડંડે દબાય નથિ પોષણ પંડ થાતો, શાથી સ્વદેશ સુધરે? ૧૦
કારીગરી કરગરિ લઈ કારગીરો, [5]ગીરો ધરે ધનિકને કહિ કાંધ ધીરો;
ધીરો ન થાય પણુ તે બહુ વ્યાજ ખાતો, શાથો સ્વદેશ સુધરે? ૧૧
લાતો ખમી ખચિત ખોઈ ખરી કળાતો,રાતો પરેંજ,પડી રાત ન રહી મણાતો,
જ્ઞાતાયેં છે કહ્યું ફરિ ગણવૂં ભુલાતો, શાથી સ્વદેશ સુધરે? ૧૨
માટે ભણો સરસ શાસ્ત્ર,મમત્વ[6] મેલો,મેલો[7] સ્વભાવ તજિ દિલ સ્વદેશિ ભેળો,
ભેળો થયેલ ભરે કાષ્ટ નથી કપાતો, શાથી સ્વદેશ સુધરે! ૧૩
હેતેં હવે હળિભળિ ભલિ ભેંઠ બાંધો,બાંધો[8] જુએ જગત તેમજ અર્થ સાધો,
સાધો ન શિષ્ય ઉપશિષ્ય, શિશૂ બધાતો, શાથી સ્વદેશ સુધરે? ૧૪
મારૂ તમારૂં તજિ સૌ સમજો તમારૂ, મારૂ ગણી પ્રવરતોજ સ્વદેશ સારૂ;
સાર પ્રતાપિ પ્રભુ તેથિ કરે સદાતો, શાથી સ્વદેશ સુધરે? ૧૫
ટૂંકા વિચાર ટુંકિ બુદ્ધિથિ દેશ આનૂં.સ્વાનૂભવેં ભવિષ્ય ભવ્ય થવા જણાવ્યૂં,
થાવા અખંડ કરૂણાકર[9]ની કૃપાતો, શાથી સ્વદેશ સુધરે? ૧૬

---

૧ સ્ત્રી. ૨ વ્યભિચારાં. ૩ સ્નેહ સંબધ. ૪ છરો. ૫ ઘરેણે મુકે.
૬ હુંપદ. ૭ કપટી. ૮ આખી. ૯ દયા કરનાર ઈશ્વર.

# देशियो आळशु क्यम थइ रह्याछो?

**લલિતછંદ.**

સઉ સ્વદેશિયો, સ્વસ્થ થૈ સુણો, ખચિત ખોળતાં, ખોટથી ખુણો,
અધિક માનિયો, અલ્પ વીનતી, કયમ બની રહ્યા, આળશૂ અતિ? ૧
ભરત ખંડ આ, ભવ્ય ભાસતો, બહુ પ્રદેશમાં તે પ્રકાશતો;
અરરર !! આજતો, રંક રંકથી, કયમ બની રહ્યા, આળશુ અતી? ૨
છત નિશાનથી, શ્રેષ્ટ છાજતો, વિવિધ હુનરે, જે વિરાજતો;
કિરતિ આજ તે, અસ્ત પામતી,કયમ બની રહ્યા, આળશૂ અતિ?૩
શકળ શાસ્ત્રનો શોધ જાણતો, અકળ આબરૂ મોજ માણતો;
વિકળમાં ખપ્યો, દેશિ વાંકથી, કયમ બની રહ્યા, આળશૂ અતી? ૪
પડી પ્રદેશિને, હાથ બાપડો, ઘણવડે ઘણા કાળથી ઘડ્યો;
અધિક લાગતી, આગ ઓચિંતી, કયમ બની રહ્યા, આળશૂ અતી? ૫
કનક[1] કોટ તે લોહમાં[2] લપ્યો[3], મણિ અમૂલ્ય છે, છારમાંછપ્યો ;
વિપત વેદના જાય છે વધી, કયમ બની રહ્યા આળશૂ અતિ: ? ૬
કયમ? સ્વદેશિયો, ભાન ગ્યા ભુલી, વરતમાં ગઈ ગાયતો ડુલી,
ગિરવિ ક્યાં મુક્યાં,? જ્ઞાનને ગતી, કયમ બની રહ્યા આળશૂ અતી? ૭
જ્વર વધ્યો હવે, જોરે ના રહ્યું, દિન દિને વધૂ દૂખતો થયૂં;
અધિક આધિને, વ્યાધિએ થતી, કયમ બની રહ્યા આળશૂ અતી? ૮
શરદ નહિ છતાં, દર્દ ફાવિયૂ, બિરદ ખોળવા વખત આવિયૂ;
[4]ગરદ થ ગ્રહો, મર્દની મતી, કયમ બની રહ્યા, આળશૂ અતી? ૯
જયમ પતંગિયા, દીપમાં બળે, મૃગ મરાય છે, મોહની છળે;
ગતિ તમારિ ગૈ, અન્ય મોહથી, કયમ બની રહ્યા, આળશૂ અતી? ૧૦
તજિ મમત્વને, રે'જ રાંકડા, ભ્રમથકી ભ્રમ્યા, જેમ [5]માંકડા;
ખચિત કાંનથી, ખાતરી થતી,? કયમ બની રહ્યા, આળશૂ અતી? ૧૧
અરથ નહીં સરે, અન્ય આશથી, વ્યર્થં મોહછે, માત્ર વાસથી;
ગરથ ગ્યૂં અને, જાય ગાંઠથી, કયમ બની રહ્યા આળશૂ અતી? ૧૨

---

૧ સોનાનો કોટ. ૨ લોઢામાં. ૩ વિંટાઈ ગયો, લપટાણો. ૪ એકઠા ટોળે મળીને. ૫ વાંદરાં.

સરવ વાતમાં, નાસિપાસ[1] તો, અધિક મૂખની, ક્યાંથિ આશ તો;
વિકટ વાટમાં, તે શિ વિરતી? ક્યમ બની રહ્યા, આળશૂ અતી? ૧૩
ગુણ પ્રદેશિનો, પાડ માનવો, પણ જતા હકો, દેશિ જાળવો;
શુભ દશા થશે, એથિ આવતી, ક્યમ બની રહ્યા આળશૂ અતિ? ૧૪
ફિકર કાં કરો? છોજિ ફાંકડા, સુખ સુસંપથી, ઇશિ આંકડા;
સહ ઉદ્યોગથી, સાધ્ય સંપતી, ક્યમ બની રહ્યા આળશૂ અતી? ૧૫
તક વિચારીનિ, પુસ્તકો કરો, ફકડ દેશિયો, ફાવતા ફરો;
ન કરથિ ખુવો, દેશ સંપતી, ક્યમ બની રહ્યા, આળશૂ અતી? ૧૬
નૃપ અને પ્રજા, સંપ રાખશો, સુખ સ્વદેશમાં, સદા ચાખશો;
પ્રભૂ પ્રતાપથી, અષ્ટ પ્રાપતી, ક્યમ બની રહ્યા, આળશૂ અતી?? ૧૭
સહુ પરસ્પરે, આપિ આશરો, હુનર વૃદ્ધિમાં, હામ જો ધરો;
તરત તો ટળે, એથિ આપતી, ક્યમ બની રહ્યા આળશૂ અતી? ૧૮

# लींबडीना गांधी पुरुशोतम कानजीए मंगाव्याथी मोकलेली स्वदेशाभिमान विषेनी कविता.

## हिंदुस्तान विषे.

### નારાચ છંદ.

ભુમી ભલી રશાળ ને કળા અનેકથી છતો,
ઘણાં નદી તળાવ જ્યાં પ્રસિદ્ધ સીંધુ પર્વતો;
અતી વનસ્પતી અનાજ ભાવતાં ભુખંડને,
મહાન માન સર્વથા ઘટેછ આર્યખંડને. ૧

પવિત્ર દેવ દેવિનાં ચરિત્ર ચારુ ત્યાં થયાં,
પવિત્ર વેદ ધર્મ પાળનાર પ્રાણિ જ્યાં રહ્યાં;
પવિત્ર તીર્થ ક્ષેત્ર પાપ કાપતા પ્રચંડને,
મહાન માન સર્વથા ઘટેછ આર્યખંડને. ૨

---

૧ નાઉમેદ, નિરાશ થવું.

*શ્રિમાન, સ્વર્ગના સમાન રમ્ય શે'ર જ્યાં રચ્યાં,
મહાન મુલ્યવાન ત્યાં મકાન માત્ર છે રચ્યાં;
સમગ્ર રીદ્ધિ સિદ્ધિ ત્યાં ભ્રમાવિ દે ભ્રમંડને,
મહાન માન સર્વથા ધટેછ આર્યખંડને. ૩

પુરા પરાક્રમી અનેક અસ્ત્ર શસ્ત્રથી છતા,
પ્રસીદ્ધ સૂર્યવંશી ક્ષત્રિ રાજ ત્યાં વિરાજતા;
તજે સ્વાર્થ સર્વદા પરાર્થ આપિ પંડને,
મહાન માન સર્વથા ધટેછ આર્યખંડને. ૪

પ્રસિદ્ધ ફર્શુરામ, રામચંદ્ર આદિ રાજતા,
મહાન †વીર્યવાન જ્ઞાનિ ભીષ્મ દ્રોણ જ્યાં હતા;
સ્વદેશ માન ધારતા, હઠાવી કાળ દંડને,
મહાન માન સર્વથા ધટેછ આર્યખંડને. ૫

ગુણજ્ઞને નિતી નિમગ્ન ભોજ વિક્રમે ભલા,
સ્વધર્મ ધારિ સર્વદા વધારતા વિદ્યાકળા;
સુધારતા સુભાષણો સુણાવિ માત્ર મૂઢને,
મહાન માન સર્વથા ધટેછ આર્યખંડને. ૬

વિદ્વાન જ્યાં મનૂ વિયાસ વાલ્મિકી થયા વડા,
કવી પ્રસિદ્ધ કાળિદાસ આદિમાં નહીં મણા;
રચ્યાં અનેક શાસ્ત્ર, ધારિ યુક્તિયો અખંડને,
મહાન માન સર્વથા ધટેછ આર્યખંડને. ૭

હજાર હુન્નરો, અને હજાર કારિગીરિથી,
હજાર વસ્તુ વૈભવે, હજાર શૂરવીરથી;
હઠાત્કારથી હઠાવતો હરેક ખંડને,
મહાન માન સર્વથા ધટેછ આર્યખંડને. ૮

હમેશ હેમ રત્નથી ભરેલ રત્નખંડ છે,
મહાન જ્ઞાન સદ્દગુણોનિ ખાણ છે અખંડ તે;
પ્રતાપિ કલ્પવૃક્ષ તુલ્ય દે ફળો અસંખ્યને,

---

*શોભાયમાન. †જોરાવર.

મહાન માન સર્વથા ઘટેછ આર્યખંડને. ૯

ભણીગણી પ્રવીણ થૈ, પ્રવીણ સાથ શોભતા,
પરોપકારિ કૃત્યથી સુકીર્તિ સ્તંભ રોપતા;
બળેં કળેં છળેં પછાડતા અરી પ્રચંડને,
મહાન માન સર્વથા ઘટેછ આર્યખંડને. ૧૦

વિચિત્ર ભર્ત ચિત્ર વસ્ત્ર ઉનસુત્ર રેશમી,
સુનેરિ કીનખાબ આદિ કામમાં નહી કમી;
થતી અનેક વસ્તુ મોહકારિ માત્ર ખંડને,
મહાન માન સર્વથા ઘટેછ આર્યખંડને. ૧૧

પ્રશીદ્ધ કીર્તિ શું વદૂ? વિદેશી લોક લોભતા,
પરંતુ પાદશાહિમાં જણાઈ જુલ્મીની સતા;
હઠાવિ હીંદુ ધર્મ આપતા અનેક દંડને,
મહાન માન સર્વથા ઘટેછ આર્યખંડને. ૧૨

વિશેષ કીર્તિ દેશને વિદેશમાં હતી છતી,
વધૂ વિપત્તિથી દિસે સ્વદેશની બુરી સ્થિતી;
ફરીથિ [1]ઓપતૂ થવા નમે પુરોપખંડને,
મહાન માન સર્વથા ઘટેછ આર્યખંડને. ૧૩

કટાઈ હીંદુ કષ્ટથી અધીક આળશૂ થયા,
ઉદ્યોગ યોગ્ય છોડિને નિરદ્યમી બની રહ્યા;
હવે કૂચાલ ચાલતાં વિસેરિ પ્રેમ [2]દ્વંદને,
મહાન માન સર્વથા ઘટેછ આર્યખંડને. ૧૪

દયાનિ દ્રષ્ટિથી દયાળૂ દેવ જો કરે દયા
પ્રજા નૃપાળને સદા પવિત્ર થાય પ્રેરણા;
પ્રભૂ પ્રતાપથી સ્વદેશિયો વસે સુસંપત્તે,
મહાન માન સર્વથા ઘટેછ આર્યખંડને. ૧૫

**શેલાવૃતની ચાલ.**

જે હતો હિંદુસ્તાન, સરસ કંચનનો કાંટો,
તે થયો આજ તમામ, વિપતનો વળિયો *આંટો;

---

૧ શોભાયમાન. ૨ જુથ. * હદવળી, સીમા થઈ.

જે હતો હિંદૂસ્તાન, સકળ શાસ્ત્રોમાં શાણો,
તે થયો આજ જણાય, નિશ્ચથી અતી નિમાણો;
જે હતો હિંદુસ્તાન, વિવિધ વૈભવમાં ધાટો,
તે થયો આજ દ્રરીદ્ર, દુખથી દાળો [૧]વાંટો. ૧૬
દેશાભિમાન દૂર, તજિ દેશીજન બેઠા,
વધ્યો વ્હેમ વિકાળ, થયા હલકાથી હેઠા;
ચાલુ થયા કુચાલ, ટળે નહીં ટાળ્યા કોથી,
બાળલગ્ન આદિક, કષ્ટ કરનારા કોટી;
થાય કજોડાં ક્રોડ, દુખછે એ દેખીતું;
પ્રજા બાયલી થાય, પાપ પુરણુ એ પેઠું. ૧૭
નબળાં પ્રજા નૃપાળ, દેશ આબાદ ન એથી,
ટૂંક મગજનાં માત્ર, તત્વ શું જાણે તેથી;
અવિવેક અજ્ઞાન, વધ્યાથી કલેશ વધારે,
દિન દિન વધે કુસંપ, જંપ નરનાર ન ધારે;
અસત્યતા ભલી ભાત, પરાણે આવિ પેઠી,
આધી વ્યાધી અનેક, ઉપાધિ જાય ન વેઠી. ૧૮
સદગુણ ગ્યા સંતાઈ, દુર્ગુણો દોડિ આવ્યા,
આપણ થવા અબૂઝ, ફાંકડા તેથિ ફાવ્યા;
ભારે ભુખ ભરાઈ, ખોળતાં ન મળે ખાવા,
અશક્યતાયે એમ, સર્વ માંડ્યું સુકાવા;
કઠણ-હૃદયના કાળ, લેશ તેં લાજ ન આણી,
કરતાં બુરા હવાલ, પાંપણે ભર્યું ન પાણી. ૧૯

**વૈતાલિયછંદ.**

પડતી થઇ દેખિ દેશની, નરતિ તે કીર્તિ નરેશની,
મનથી સમજે મહીપતી, વરતે તે કીર્તિ કરે છતી. ૨૦
નિરખે નિજ વસ્તિ પ્યારથી, હરખે લાભ લઈ હજારથી,
સરખે ગણિ શત્રુ મિત્રને, પરખે ન્યાય નિતી પવિત્રને. ૨૧
હલકે વચનેં ન હાકલેં, પલકે મુર્ખની સાથ ના મળે,

[૧] વિખાઈ ગયો હાલ હવાલ થયા.

છલકે નહિ છાકટાપણે, ચળકે તેજ પ્રતાપ સદ ગુણે. ૨૨
ન ટકે તમ ન્યાય નાં કરે, પ્રગટે કીર્તિ પવિત્ર તે ખરે,
ઝગડે જઈ જીત તે કરે, રગડે[1] તે અરિ માત્રને અરે. ૨૩

દોહરો.

દશા વિચારી દોયલી,[2] મળી પ્રજા મહીપાલ,
ઉદ્યમ ધરતા આદરે, સુખ તેથી તત્કાળ. ૨૪

---

સ્વદેશનું નિજ જાતનું, કુળ કુટુંબ અભિમાન,
સમજી ધારે સજ્જનો, ન ધરે તે નાદાન. ૨૫

ગીતિ.

દેશાભિમાન વોણા, દેશિથી શુભ વિદેશિયો શાણા,
બાપનું ઓળે એવા, સુત કરતાં બહુ વડીલ વખણાણા. ૨૬
તે તંન ધંન ધિક્કારો, દેશ હિતાર્થે પડે ન ઉપયોગી,
ભરેલ દરિયો ખારો, જોઈ ન રીઝે તૃષા તણો રોગી. ૨૭
દેશનું માન ન રાખે, તે દેશિ પણ સ્વદેશના દ્વેષી,
તે સુત કરે શું શાકું? મુર્ખ વિશેષે કુછંદમાં પેશી. ૨૮
દેશાભિમાન વાળા, દેશનિ દીશે વિદેશ વિખ્યાતી,
ઈંગ્લીષ [3]અક્ષરવાળી, અલ્પ વસ્તુ અંહિ વિશેષ વખણાતી. ૨૯
દેશાભિમાન સાથે, સ્વદેશિયો જો સુધારણા ધારે;
તો સ્વદેશ ઝટ તરશે, નહીંતો વધતૂ દરિદ્ર વિસ્તરશે. ૩૦

વસંત તિલકા છંદ.

વિસ્તાર પામતું સ્વદેશ દરીદ્ર જાણી,
દેશાભિમાન ઉર અંકૂર સદ્ય આણી;
સાધો સુઉદ્યમ મળે જ્યમ લાભ ઝાઝો,
પ્રાંતે સદા સુખદ વૈભવમાં વિરાજો. ૩૧
હારો નહામ હલકાનથી કોઈ વાતે,

---

૧ રોળી નાંખે. ૨ વિકટ. ૩ જે વસ્તુ ઉપર અંગ્રેજી અક્ષરની નિશાની હોય તે વસ્તુ સરસ ગણાય છે.

પૂરા પરાક્રમિ સ્વપૂર્વજ શૂદ્ધ જાતેં;
જ્ઞાની મહાન નિજ દેશનું માન ધરતા,
સર્વજ્ઞ બોધક સુબોધ વિશેષ કરતા. ૩૨

જેનાં રચેલ બહુ શાસ્ત્ર જણાય જોતાં,
વાંચી વિદેશિ પણ માન વિશેષ ખોતા;
જેના વિચારથિ વધૂ સુધર્યા વિદેશી,
છતાં છુપાઈ, કયમ બેશી રહ્યા ? સ્વદેશી. ૩૩

દેશાભિમાન કદિ જો ન સ્વદેશિ ધારે,
તો દેશ તે અચિત હાનિ અમે વધારે;
જો ઘૌંસ ઊંદર કરે ઘરમાં પડાવ,
ખોદાઈ તે ઘર વિષેજ થશે ખરાબ. ૩૪

દેશિ ધિમંત ધનવંત છતાંજ રાય,
દેશાભિમાન ન ધરે દુખિ દેશ થાય;
હીરો અમુલ્ય ઉપયોગી પ્રકાશ આપે,
જાત્સાભિમાન બણ કાચ સજાતિ કાપે. ૩૫

દોહરો.

કાપે પરવત પ્રૌઢને, ઝીણું શસ્ત્ર જરૂર;
સમજિ તેમ સ્વદેશનૂં, દુખ સૌ કાઢો દૂર. ૩૬
ઉઠો સૌ આળસ તજી, ધરિ દેશ અભિમાન;
ગજવો કીર્તિ ગગનમાં, પ્રગટતા થઈ ગુણવાન. ૩૭
શજી દેશને હર્ષથી, સુકીર્તિની તરવાર;
વ્હેમ શત્રુ સંહારવા, વીર ન કરશો વાર. ૩૮
ભ્રમણા ને ભોળાપણેં, આપણા થયા અબુદ્ધ;
ડહાપણ સૌ ડુલ્યું હવે, સમજી ધારો શૂદ્ધ. ૩૯

---

માલિનિઃછંદ.

સમજિ શુધ ન ધારો, તો અતી કષ્ટ તેથી,
વિગત કરિ વિચારો; શૂં વધૂ વર્ણવેથી ?
પ્રવિણ પુર્વજોનાં, પુત્ર પરખાય રાની,

પ્રગટ ઝટ સ્વદેશી, થાઓ દેશાભિમાની. ૪૦

સકળ સુખદ વિદ્યા, વિસરી ગૈ વિદેશે,
નિશદિન નબળા થ્યા, આર્ય તેથી અર્તાષે,
અધિક અપદશાથી, ડૂબતો દેશ જાણી,
પ્રગટ ઝટ સ્વદેશી, થાઓ દેશાભિમાની. ૪૧

હુનરિ નર હજારો, હામ હારી હમેશેં,
મદદ વણ મુંઝાણા, આળશુ થ્યા અર્તાષે,
ખરચી[1] ખચિત ખૂટી, સર્વ સાચી કળાની,
પ્રગટ ઝટ સ્વદેશી, થાઓ દેશાભિમાની. ૪૨

મહત જન કનેં જે, કોઈ જો કર્ગરીનિ,
અરપણ કરિ ઉભે, યોગ્ય આશા ધરીને,
ઘટિત કદર તેની, થાય ભાગ્યે પિછાણી,
પ્રગટ ઝટ સ્વદેશી, થાઓ દેશાભિમાની. ૪૩

ઉપજ ખરચ કેરો, આંકડો ના વિચારે,
ડર વગર વિશેષેં, વાવરે લઈ ઉધારે,
નિજ ગજું નહિં છતાં, દેશિ દીશે ઉફાની,
પ્રગટ ઝટ સ્વદેશી, થાઓ દેશાભિમાની. ૪૪

મતિ હિણ મહિપાલો, સાથિયાર[2] મુર્ખ સાથે,
વધુ વિષય સુખોમાં, રોજ રે'તાં નિરાંતે,
મદિ મદ મદિરામાં, રોજની મોજ માની,
પ્રગટ ઝટ સ્વદેશી, થાઓ દેશાભિમાની. ૪૫

લવન[3] કરિ લફંગા, જાદુ આદિક છંદે,
ધર્મ હિન ધુતારા, ફાવતાં જ્યાં કુફંદે,
કુમતિ કુટિલતાથી, દેશ થ્યો ધૂળ ધાણી,
પ્રગટ ઝટ સ્વદેશી, થાઓ દેશાભિમાની. ૪૬

દુર બ્યશનથિ ડૂબ્યા, તોય તેને ન ત્યાગે,
ભ્રમથિ ધર્મ ભૂલ્યા, ભેદ તેનો ન ભાંગે,

---

૧ ખજાનો સંગ્રહ. ૨ સોબતી. ૩ બડબડાટ બોલવું.

અતિ અનિતિ વધ્યાથી, શર્મ દીશે ન શાની,
પ્રગટ ઝટ સ્વદેશી, થાઓ દેશાભિમાની. ૪૭
ઘટિત નિયમ ઘાટો, નમ્રતા ગુણ નાઠો,
વિપત અધિક દેશી, ઉચરે પોર આઠો,
શુભ રિતિ પ્રસરાવા, દેશની દાઝ આણી,
પ્રગટ ઝટ સ્વદેશી, થાઓ દેશાભિમાની. ૪૮

### છંદ ઉપજાતિ.

સુધારવાને નિજ સૂત[1] સૂતા,[2] તમે સ્વદેશી! હજિ કેમ સૂતા,
ઉતારિને આળસ [3]પટ્ટ આઘો, દેશાભિમાની જન સદ્ય જાગો. ૪૯
ભોળાપણાની ભર ઊંઘ આવે, કુવ્હેમ આદી બહુ ચોર ફાવે;
સ્વધર્મનો દીપ જણાય ઝાંખો, દેશાભિમાની જન સદ્ય જાગો. ૫૦
અસભ્યતા આગ અધીક લાગી, બળે બિચારા જન કઈક ×શાગી;
†પ્રમાદ નિંદ્રા પણ કાં નત્યાગો,? દેશાભિમાની જન સદ્ય જાગો. ૫૧
સ્વપૂર્વજોનાં કૃત કાં વિસારો,? ઘણેક થાતાં ઘટતો ઇશારો;
ધિક્કારનો ઢોલ વિશેષ વાગો, દેશાભિમાની જન સદ્ય જાગો. ૫૨
કુસંપથી ધારિ કુટુંબ કલેષ, થયા સ્વદેશી હલકા હમેશ;
સદા સુધારો સઉ તેથિ આઘો, દેશાભિમાની જન સદ્ય જાગો. ૫૩
અજ્ઞાન ને આળશથિ અતીષે, કુબોધ ને ક્રોધ વધે વિશેષે;
અધીક દાવાનળ દ્વેષ લાગો, દેશાભિમાની જન સદ્ય જાગો. ૫૪
હવે સહૂ સાવધ થૈ સ્વદેશી, ઉઠો તજી આળશ દાંત ભીંશી;
ઉદ્યોગમાં યોગ્ય રિતેજ લાગો, દેશાભિમાની જન સદ્ય જાગો. ૫૫
નિતી તણી નોબત નિત્ય વાગે, અનીતીનો મારગ થાય આઘે;
સુરીતીમાં તેમ સ્વદેશિ લાગો, દેશાભિમાની જન સદ્ય જાગો. ૫૬
પરોપકારી થઈ પંડ આપ, સ્વદેશને તારિ પ્રભૂ પ્રતાપે;
સદા સુકીર્તિ પ્રભુપાસ માગો, દેશાભિમાની જન સદ્ય જાગો. ૫૭
દેશાભિમાની નરથી અતીષે, યૂરોપનો ઓપ અનૂપ દીશે;

---

૧ દીકરા. ૨ દીકરી. ૩ પડદો. × જાતવાન લુગડું. ખાંન-દાન. † અઘોર.

તે દાખલી દેખિ તમે ન ત્યાગો, દેશાભિમાની જન સદ્ય જાગો. ૫૮

## સમશ્યા પૂર્ત્તિ.

# सने १८७४ ना सौराष्टदर्पणना अंक ४ नी समश्या पूर्त्ति,

## तें कुबजा हरि क्यम वश कीधो.

સવૈયા.

કૃષ્ણ વિષે વિરહેં વદતી વ્રજનાર તજી સ્વવિચારજ સીધો,
ગ્યો તજિને અમ શ્યામ છતાંજ, જતાં ન લગાર વિચારજ લીધો;
પ્રેમને ફંદ ફસાવિ ફસે નહી, આજ દગો અમને ક્યમ દીધો;
છેતરનાર છળેં કરિ છેવટ, તેં કુબજા હરિ ક્યમ વશ કીધો ? ૧
બાળપણેથિ મહા બળિયો, કળિ કો ન શક્યું પુતનાં જિવ લીધો;
જોરથિ નાગ જિત્યો જળમાં, પળમાં વણ વ્હેમ દવાનળ પીધો;
કંસ કર્યો નિરવંશ અને, ગજ કે મલ દૈત્ય બળેં નહિં બીધો;
એ અકળીત અજીત નિરંતર, તેં કુબજા હરિ ક્યમ વશ કીધો! ૨
સારદ શેષ સુરેશ્વર આદી, હમેશ જપે પણ પાર ન લીધો;
અંશવડે અવતાર ધરી, જગભાર લગાર થવા નહિં દીધો;
જે પદ પ્રાપ્તિ થવા પરતાપ, ઉપાય અતી અઘરો, નહિ સીધો;
આપ અમાપ પ્રતાપ પરાક્રમિ, તેં કુબજા હરિ ક્યમ વશ કીધો? ૩

## समश्या २ जी.

## कंकण क्यम विधवा कर शोभे.

સવૈયા.

પુષ્પ સુગંધિ વિષે રમતો ભ્રમરો નિરમાલ્ય[1] વિષે નહિ લોભે;

---

૧ કરમાએલાં ફુલ.

જ્યાં વ્યભિચાર જુગારિનું માન, ખરો વિદ્વાન ન ત્યાં ક્ષણું ક્ષોભે;
સિંહ પ્રતાપ નહિ ખડ ખાય, જશે નહિં નેવ તણું નાર મોભે;
આ જગમાં અઘટીત ઘટે નહિં, કંકણ જ્યમ વિધવા કર શોભે.૧

## समश्या २ जी.

## राम रटी भव पार न पाम्यो.

### સવૈયા.

હોય શ્રિમંત હજાર ગણો, વળિ હોય સુવૈભવ જન્મથિ જામ્યો;
સાલશતાથિ તજી નિજ આળશ, ઉદ્યમનો ઉદધીજ ઉથામ્યો;
માન્ય થયો સઉ માનવીમાં, સનમાન થકી નૃપ પાસ વિરામ્યો;
જન્મ પ્રતાપ વૃથા ગણ, જો નરે, રામ રટી ભવપાર ન પામ્યો. ૧

---

# सने १८७८नी सालना विज्ञानविलासमां आवेली समश्याना उत्तर.

## जानेवारीमासमां.

### છપયછંદ.

શુણ લાયક લખનાર, પ્રશ્ન પેહેલાંનો ઉત્તર,
શ્યામરંગની નાર, જાતિનિ જોતાં પથ્થર;
નપુંશક નરે ચોપાસ, ખાપિયાં રૂપી સાંધ્યા,
જડી જળોયાં ચાર, ખૂણારૂપિ નરે બાંધ્યા;
રૂપ કરૂપ પણ ગુણ બહુ, સાધન વિદ્યા શ્રેષ્ટની,
બાળક કે' બાપા મને, આપો પાટી સ્લેટની. ૧
સમસ્યા બીજી માનિ, નાર જે રંગે કાળી,
પગ તે પાયા ચાર, બંને પાસ કરે વાળી;
નથી શીશ પણ નેટ, પેટને પીઠ રૂપાળી,
નેતર કેરી છાલ, ગુંથીને પાડી જાળી;

આંગળી પગ હાથેં નથી, બહુ ગુણવાળી શોભિતી,
સજ્જન ઘર શોભે સદા, જવાબ ખુરશી સર્વથી. ૨

## फेब्रुआरी माशमां.

છપ્પા.

પ્રશ્ન વિશે પ્રીય જે, રૂપાળો નર નિરધાર્યો,
નથિ હાથ પગ તોય, ધરતીપર દ્રઢ રે'નારો;
મુખ મોટેથી શાહી, રૂપિ સ્ત્રિને તે ખાતો,
અન્ય વસ્તુ નહિ ખાય, લક્ષણે યોગ્ય ગણાતો.
ચોખુણ વર્તુળ ઘાટમાં, ધાતૂ રૂપ વિશેષછે,
ધંધાધર ઘર શોભિતો, જવાબ [1]ખોટો એશછે. ૧
પ્રશ્ન બીજે જે નાર, કહિછે સોટા સરખી,
શ્યામરંગિ શોભાય, ગુણવતી પૂરણ પરખી;
કાળી તીણી ચાંચ, ચતુરને ચેતવનારી,
ચાલે પવન સમાન, ઘોર ગાજંતી ધારી;
પંડિતને જેની ગરજ, કપાય પણ તદ રૂપછે,
ઉમિયાની સમસ્યા તણો, ઉત્તર કલમ અનૂપ છે. ૨

## मे माशमां.

છપ્પય છંદ.

પ્રથમ સમશ્યા માનિ, લખાણિ નામે નારી,
વિના હાથ પગ તેમ, મમત માયાથી ન્યારી;
મોતી નપુંશક નામ, ગળી નર વાળો લટકે,
વિંધ્યો નારીયેં કાન, રહે તેમાં વણ ખટકે;
તે અધર રહેછે અંગથી, શોભિત ભાંશે છે ભલી,
ઉમિયાની સમસ્યા તણો, જવાબ જાણો ભુંગળી. ૧
સમશ્યા બીજી માંય, નેહભરે નાર કહેલી,
વિંધી બાંધી દોર, અધર ઊંચે વળગેલી,
ખમી હથોડા માર, મધુર સ્વરથી સુખ આપે,

---

૧ સાહીનો ખડીઓ.

વિના અન જળ આહારે, સમય સુચવી દુખ કાપે;
દીપે દેવાલય વિશે, રાજદ્વારે રાજતી,
જન જગવી સાવધ કરે, ઝાલર નિજ ઝણકારથી. ૨

દોહરો.

પ્રશ્ન ત્રીજાનો પ્રીતથી, વિગત જોઈ વિદ્વાન,
ઉત્તર યોગ્ય જણાય છે, "ગોખારો" ગુણવાન. ૩

---

# राजकोटथी रा. हीमतराम विठलजी तरफथी आवेली समश्याना उत्तर.

## समश्या १ ली. लीटी पेहेली प्रमाणे.

રોળાવૃત.

"વિશેષ બાધા વધે, કેમ આપણ સુઈ રહીયેં !"
જેમ બને તમ યાર, વ્હેમ રિપુ સામા થઈયેં,
એશ કરી ઉપદેશ, દેશ દુખ ટાળી દઈયેં,
યોગ્ય કરે ઉદ્યોગ, જોગ સુખ સ્વર્ગે લઈયેં. ૧

## समश्या २. चरण बीजा प्रमाणे.

ઇંદ્રવજ્રાછંદ.

સિંગારથિ શોભિત સ્ત્રી નિહાળે, "કેવી કરી છે ટબકી કપાળે,"
શ્યામા[1] જતી ચાલતિ હસ્તિ ચાલે, જોતાં જનો છૂતતિ નેત્ર ચાળે. ૨

## समश्या ३. चरण त्रीजा प्रमाणे.

ઇંદ્રવિજય.

હોય અજાણ સુજ્ઞાન થકી, કદિ દાન દરિદ્રપણેં ન કરાયે,
ભાન વિના ભટકે ભવમાં, કશિ કીર્તિ રતી જગમાં ન જણાયે,
"એમ છતાં પરમેશ્વર જો, પરિપૂરણ પ્રેમ ધરી મન ચાહે,"
તો જગપાળ કૃપાળ, કૃપાથકી, સદ્ય અમાપ ભવાબ્ધિ તરાયે. ૩

---

૧ સ્ત્રિ.

## समश्या ४ थी चरण ४ था प्रमाणे.

### नाराच छंद.

સુજ્ઞાનથી વિદ્વાન થૈ મહાન માન મેળવે,
અભાનને કરિજ ભાન ભવ્યમાંય ભેળવે;
પરંતુ મોક્ષમાર્ગનો વિચાર વીસરાય જો,
"ભુલેલ તે ભલાતણી ભલી ગતી ન થાય તો." ४

### દોહરો.

પ્રીતે કરેલ પ્રશ્નનો, ઉત્તર યોગ્ય ન હોય;
વિચાર ઘટતો આવવો, યાર ઘટે ? તોય. ५

## समश्या ५ मी चरण पेहेला प्रमाणे.

### હરિગીત છંદ.

" ગૂલાબને ખોવાર કરવા નરસ લોકો જઈ મળે,"
સચવાય સ્નેહી સુરક્ષકોથી, તોજ દુખ તેનું ટળે;
નહિ તો પછી નીતિ પુષ્પની કશિ આશ કરવી આપણે,
જળવાય નહિં શિશૂ ઝાડતો, પછિ બાગ શુભ શેનો બને. ६

## समश्या ६ ठी चरण बीजा प्रमाणे.

પરદેશિમાં મળિ દેશિ હિંદૂ, હિંદૂને નિંદે સહી,
" નહિ છાજતૂં એને ખરે, દેશી વળિ જાતી થઈ; "
જ્યાં થાય દ્વેષ પરસ્પરે, ત્યાં અધિક દૂખ પમાય છે,
ગુજરાતિ કેવતમાં કહ્યૂં, "ઘર ફીટવે ઘર જાયછે."

## समश्या ७ मी चरण बीजा प्रमाणे.

## अेकोतेरनी साल.

### દોહરો.

પાંચ વરશ પેલાં ગઈ, "એકોતેરની સાલ;"
જાશે તેમ છોતેરની, એમ કરેછે કાળ. १
ઓગણીસન અઢારશે, " એકોતેરની સાલ; "

આવિ માજિ ગવર્નરે, જોયો દેશ રશાળ. ૯

## સમશ્યા ૮ મી ચરણ ત્રીજા પ્રમાણે.

ભુજંગીછંદ.

હતો સદ્ગુણી આળસૂ રે' અતીશે, કશું કામ રૂડું કર્યું ને નિમીષે;
"ગયા સર્વ ગુણો પોતાનેજ ઠામે," થયો તે દુખી સંગતી દુષ્ટ પામે. ૧૦
છતાં સદ્ગુણો ગૂણિમાં ને ફર્યાથી, સદા ચોરિજારી વિશે વીચર્યાથી;
"ગયા સર્વ ગુણો પોતાનેજ ઠામે," શઠોમાં વશી નૈ સ્મર્યા શીવ રામે. ૧૧

---

## પ્રશ્નોરા ત્રિભોવન પ્રેમજી તરફથી આવેલી સમશ્યાની પૂર્તિ.

### ચરણ ૪ થા પ્રમાણે.

શિખરિણી છંદ.

વિયોગી દૂએથી, નિજ પ્રિય પતિ [1]પ્રોષિત લખે,
અરે પ્યારા, તારા, વણ. મુજ મનોવૃત્તિ તલખે;
દશારા દીવાળી, ગઈ વળિ વસંતાદિ વનમાં,
"દિલાશા આશા દે," પ્રિયતમ સખા માન મનમાં. ૧

---

## ન્નટ પ્રાણશંકર વિ. પ્રેમશંકર તરફથી આવેલી સમશ્યાની પૂર્તિ.

### ચરણ ૪ થા પ્રમાણે.

શિખરિણી છંદ.

નિહાળી નિમાણો, નિજ પ્રિય કને કે' પ્રિયતમા,
પિડા પામૂં નિત્યે, શુણિ નણુદિના બોલ વસમાં,

---

૧ પતિથી વિયોગ રહેલ યુવાન સ્ત્રિ.

સદા સાસૂ ટોકે, સહન દુખ તે હું સરખીને,
"અધૂરામાં પૂરૂં, તમ તણિ ઉદાશી નિરખિને." ૨
દુખી છું હૂં કેવી ન બીજિ મુજ જેવી નકિ હશે;
પ્રજા હીણી પામી, ન ધન, શિર સ્વામી શઠ વશે,
તમારે આનંદે, સખિ વસતિ નિત્યેં હરખિને;
"અધૂરામાં પૂરૂં, તમ તણિ ઉદાશી નિરખિને." ૨

---

# वैद्य विश्वनाथ विठलजी तरफथी आवेली समश्यानी पूरती.

## चरण ४ था प्रमाणे.

### માલીનિ છંદ.

વિભવ સહુ વધૂકો, કે મળે માત્ર [1]ટુક્રો,
નિયમ નકિ બળુકો, જ્યાં નહીં લેખ રક્રો;
મળ્યું તન મન જેનૂં, તે ટકે મર્ણ સૂધી,
પ્રગટ ઘટ ઘટે છે, "પ્રેમની વાત જૂદી." ૧
સરસ મધુરતામાં, માત્ર મીઠાઈ મેવા,
કનક રતન આદી, કીમતેં તુચ્છ ટેવા;
જરૂર જગ પિતાના, હાથની હર્ષ હૂંડી,
વિગત કરિ વિચારે, "પ્રેમની વાત જુદી". ૨
વિવિધ વિભવ વાળાં, સાધનો સૌખ્ય કારી;
અનુકુળ સહુ છતાં, તર્ત તેને વિસારી;
ઉચિત વચન પ્રીતેં, કેક ગ્યા દુર કૂદી
અનુભવિ જન જાણે, "પ્રેમની વાત જુદી". ૨

---

[1] રોટલાનો કકડો.

# जात विनानी भात पडे नहीं.

## ઉપજાતિ છંદ.

ચડે રૂડો રંગ ન પાણ કોરે, ઘિ ગોળ ધાલ્યાં રદ લોટ ખોરે;
ખપે મણીમાં ન બિલોરી કાચ, પડે નહીં જાત વિનાની ભાત. ૧
ગધેડું ઘોડૂં કરવાનૂ ધારી, સજાઈ માંડો સકલાદિ સારી;
મુકે ભલૂં, લોંડ હણેજ લાત, પડે નહીં જાત વિનાની ભાત. ૨
કરો રૂડી છાશ ભલેં વલોવી, મિઠી થશે તોય ન દૂધ જેવી;
ટળે નહીં તેનિ ખટાઈ ખ્યાત, પડે નહીં જાત વિનાનિ ભાત. ૩
જો કોયલાને કરવા રૂપાળા, ધુઓ દુધેં તોય મટે ન કાળા;
ઘસી ઘસી જાય ઘસાઈ હાથ, પડે નહીં જાત વિનાનિ ભાત. ૪
વિદ્વાનમાં મૂરખને ખપાવી, વડી પ્રસંશા પ્રગટે છપાવી;
જતાં સભામાં પડશે પછાત, પડે નહીં જાત વિનાનિ ભાત. ૫
જો તેલમાં પાણિ દિવે પુરાય, બળી રહે તેલ બતી બુઝાય;
પડયૂં રહે પાણિ બધૂં બકાત, પડે નહીં જાત વિનાનિ ભાત. ૬
લગાર લુચ્યા જનનો પ્રસંગ, કરાવશે રંગ વિશેજ ભંગ;
ઉત્સાહમાંથી ઉપજે ઉચ્ચાટ, પડે નહીં જાત વિનાનિ ભાત. ૭
નૃપાળનાં જ્યાં નરતા વિચારો, જ્યાં સાફ ઈનસાફ તણો ઉધારો;
તિજોરિમાં ત્યાં પૈસો ન પ્રાત, પડે નહીં જાત વિનાનિ ભાત. ૮
જ્યાં રાય અન્યાય કરી ન લાજે, બિભિત્સ બોલા બહુ ત્યાં બિરાજે;
ટળે નહીં ત્યાં કશિયે કચ્ચાટ, પડે નહીં જાત વિનાનિ ભાત. ૯
મળે વડૂં માન નિચા જનોને, ધિક્કાર એવા અધિકારિયોને;
કરે અમારો બનિ ઊદમાત, ,પડે નહી જાત વિનાની ભાત. ૧૦
ન ચિત્રનો સાવજ હાથિ મારે, ન પત્રની નાવ સમુદ્ર તારે;
શિયાળ શોભે નહિં સિંહ સાટ, પડે નહીં જાત વિનાનિ ભાત. ૧૧
જો કાગને પોપટ તુલ્ય પાળી, શિખાવિયે સઉ રમતો રૂપાળી;
ક્યાંથિ મટે તોય કઠોર નાદ,? પડે નહીં જાત વિનાનિ ભાત. ૧૨
શું આળશૂ ઉદ્યમ આદરે તો,? કરે બિરૂ[1] શૂં મરવા ચડે તો,?

---

૧ બીકણ.

દિશે ભલે ઊજળિ તોય રાત, પડે નહીં જાત વિનાનિ ભાત. ૧૩
સર્વાંગનો હિંગ ન અર્થ સારે, ન ખાંડનૂં ખાંડું[1] અરિ વિદારે;
ગળો ગળી થાય ન ગોળ સાથ, પડે નહીં જાત વિનાનિ ભાત. ૧૪
વિવેક બુદ્ધિથિ વિચારિ આપેં, સારૂં નઠારૂં પરખો પ્રતાપેં;
મિઠાઈ મીઠી, કડવોજ ક્વાથ, પડે નહીં જાત વિનાની ભાત. ૧૫

## संवत १९२६ नि सालमां कोलेराना दर्द विशे करेली इश्वर स्तुति.

દોહરો.

જગ કારણ પાલણ પ્રભૂ, જય જય જગદાધાર;
દર્દ હણો મરકી તણૂં, કૃપાસિંધૂ કરતાર. ૧

ભુજંગી છંદ.

કૃપાનાથ આ અર્જ કાને ધરીને, સુખી રાખ સૌ રોગચાળો હરીને;
નહીં તો થશે વિશ્વ વિશે ખુવારી, કરો સા'યતા ઇશ આનંદકારી. ૨
અતી જુલ્મથી ટૂંટિયૂં[2] ડોટ દેછે, જનોના અતી વેગથી પ્રાણ લેછે;
અરે! ઉપન્યો આ સમે ત્રાસ ભારી, કરો સા'યતા ઇશ આનંદકારી. ૩
રહ્યા કૈકના મૂળથી વંશ જાતા, રહીતો નથી કોઇને સૂખ શાતા;
અતી વખ્ત દેખાય છે કષ્ટકારી, કરો સા'યતા ઇશ આનંદકારી. ૪
નથી જાણતૂં ટૂટીયૂં વૃદ્ધ નાનૂં, નથી જાણતૂં પાળનારૂં ઘણાનૂં;
નથી લેખતૂં જવાન કે પૂર્ષ નારી, કરો સા'યતા ઇશ આનંદકારી. ૫
નથી આ સમે કોઇને ભાન કેનૂં, નથી જાણતા સૂખ તે નામ શાનૂં,
નથી સૂઝતી યુક્તિ એકે વિચારી, કરો સા'યતા ઇશ આનંદકારી. ૬
ગલી શેરિયેં વાટમાં કે બજારેં, અતી શૂન્ય દેખાય છે દીશ ચારેં,
ગયા છે જનો દીલથી હામ હારી, કરો સા'યતા ઇશ આનંદકારી. ૭
હવે માણશો કેટલાં તે મરેછે, જનો સર્વથી સ્વાલ તેવો કરેછે,
રૂવેછે અતી સાદ લાંબો પસારી, કરો સા'યતા ઇશ આનંદકારી. ૮

૧ તરવાર. ૨ કોલેરા.

અતી સુખ મધ્યે હતાં જે નિવાસી, થયા ચાલતા તે તજી સર્વ આશી;
થઈ છે ઘણી બાળ રાંડો બિચારી, કરો સા'યતા ઈશ આનંદકારી. ૯
રહ્યા બેસિ સૌ આપ ઉદ્યોગ ત્યાગી, વિદેશી ગયા આપને દેશ ભાગી,
રહી ધાસ્તિ તો સર્વને છે નઠારી, કરો સા'યતા ઈશ આનંદકારી. ૧૦
રહ્યાં બંધ છે કામનાં કારખાનાં, રહ્યાં મૂલતવી છે વળી ન્યાય ખાતાં,
શકાતું નથી કોઈથી ધૈર્ય ધારી, કરો સા'યતા ઈશ આનંદકારી. ૧૧
કરૂણાનિધી સાહ્યતા સદ્ય કીજે, હણી મર્કિ સૌને અભેદાન દીજે;
લિજે આ પિડાથી પ્રજાને ઉગારી, કરો સાહ્યતા ઈશ આનંદકારી. ૧૨
અરે! હાય આ વર્ષમાં શું થશે રે, જનો સર્વ નિશ્વાસથી એમ કે'છે;
કહું આ થકી શું હવે હું વધારી, કરો સાહ્યતા ઈશ આનંદકારી. ૧૩
જગન્નાથજી આશરો સદ્ય આપો, કૃપાળુપણે સર્વનાં કષ્ટ કાપો;
કરી સૃષ્ટિ માથે સદા દ્રષ્ટિ સારી, કરો સાહ્યતા ઈશ આનંદકારી. ૧૪

---

## संवत १९२६ना मागशर मासमां ग्रंथ कर्ताने शरीरे तावनी कसर रेहेतां आराम थवा करेली स्तुति.

### વસંતતિલકા છંદ.

શ્રીઅંબિકા અરજ આ કરણે ધરીને, કીજે સહાય કરૂણા અધિકી કરીને;
નૈતો દુખી અધિક છૌ જગદંબ આજે, પીડા જવા જ્વર તણી કહું તેજ કાજે. ૧
થયા આજ તાવ વળગે દિનસાત પૂરા, શક્તી થકી સઉ અવેવ થયા અધુરા;
આથી અધીક દિન તાવ વિશે જશેજો, તો તે પીડા નૈ અમેજ શરીર આતો. ૨
માટે તમે દિલ વિશેષ દયા ધરોને, આ દુષ્ટ તાવ મુજથી અળગો કરોને;
રાખી સદાય ચરણે દિન રાત હૂને, આનંદ મિત્ર સઉ સાથ અપાવ મૂને. ૩
છે સત્ય આશ જગદંબ મને તમારી, માટે ન આપ ચુકશો ઘડીયે વિસારી;
કીજે સભાપર કૃપા જગદંબ માતા, પામે સભાસદ નિશી દિન સુખશાતા. ૪

# संवत १९३४नी सालमां चालती मोंघवारी मटवा विशे इश्वर स्तुति.

### દોહરા.

પરમ પુરૂષ પરમેશ્વરા, જગપતિ પાળ કૃપાળ;
વિશ્વંભર વિશ્વેશ્વરા, બાળ ગણી સંભાળ. ૧
જગત હેતુ હે તૂં પ્રભૂ, જે તું જગ પ્રતિપાળ;
તે તું ત્રિગુણાત્મેં પ્રજા, બાળ ગણી સંભાળ. ૨
દીનબંધુ દીનવત્સલા, દિન દિન દીન દયાળ;
દીન જાણિ સૌ દિન દિને, બાળ ગણી સંભાળ. ૩
બહુ વર્ષો ત્યાં વસ્તિમાં, દેખાતાં દૂકાળ;
પીડાતાં પાણી વગર, બાળગણી સંભાળ. ૪
સારૂં થાવા સર્વને, આશ હતી આ સાલ;
પણ સઘળું નિષ્ફળ થયૂ, બાળ ગણી સંભાળ. ૫
શુભ વૃષ્ટી થઈ સૃષ્ટીમાં, રસકી[1] મહી રશાળ;
વાવેતર વધતુ થયૂં, બાળ ગણી સંભાળ. ૬
કેહેવત છે કે છોકરાં, છત્તે ગયૂ ગયાળ[2];
આ વર્ષે એવું થયૂં, બાળગણી સંભાળ. ૭
આજ કાલ દુષ્કાળથી, જન જોબન વૃધ બાળ;
ટળવળતાં ટીંડે કર્યા, બાળ ગણી સંભાળ. ૮
દુષ્કાળેં દુનીયાં બધી, કણ મોંઘે કંગાળ;
ન ખમાતિ પીડા ખમે, બાળ ગણી સંભાળ. ૯
ભટકાતાં ભિખારીયો, ઘર ઘર પામે ગાળ;
બટકાં[3] વણ બટકાં[4] ભરે, બાળ ગણી સંભાળ. ૧૦
કષ્ટ હરણ હરે કષ્ટ તૂં, ભય ભંજન ભય ટાળ;
કરૂણા કર કરૂણા કરી, બાળ ગણી સંભાળ. ૧૧

---

૧ રસબસ થઈ. ૨ નિર્વંશ. ૩ રોટલાનો ટુકડો.
૪ ખીજાય, ક્રોધે ભરાય.

ઓછામાં પૂરૂં વળી, આપ્યો જ્વર વિકરાળ;
વાળ્યો ઘાણ ઘણાકનો, બાળ ગણી સંભાળ. ૧૨
થયૂં શૂં અને શૂં થશે, તેનો કરતાં ખ્યાલ;
કાયર થઈ કંપે હૃદય, બાળ ગણી સંભાળ. ૧૩
સર્વેશ્વર જન સર્વની, અર્જ સુણી આ કાળ:
સુખ શાંતિ કરી સર્વદા, બાળ ગણી સંભાળ. ૧૪

---

## संवत १९३७ ना अशाड सुद १ मे रा. रा. मगनलाल बापुभाइ भावनगर वाळाने माहाराजा जामसाहेबे नवानगरनी दीवानगरिरी आपी तथा नवुं हालारी वर्ष शरु थयुं ते विशे.

દોહરા.

સુખદ પ્રાંત સૌરાષ્ટ્રમાં, હર્ષવતો હાલાર,
નિપજે જ્યાં મોતી નવાં, વર્ષા વર્ષ અીકાર.
મળેલ મોતી[1] જામને, આગળ એક અમુલ્ય,
તે સમયે ત્યમ આજ લગિ, કોઈ ન તેના તુલ્ય. ૨
અંધાધૂની આળસી, તેનો થતાં પ્રકાશ,
મુલક રહ્યો માજા વધી, એ ટુંકો ઈતિહાસ. ૩
પણ જે ચીજ જરૂરેની, તેને સર્વ ચહાય,
ઈશ હુકમથી તે ગયૂં, મોતી સ્વર્ગે સદાય. ૪
તે ખાલી ખાનાં વિશે, હીરો જડ્યો જણાય,
મળ્યૂં ઊંચ પદ ઊંચને, ઘટતૂં એજ ગણાય. ૫
ભાવનગરમાં ભાળતાં, લાગો લોક પ્રશીદ્ધ,
ભાવશિંઘને[2] ભાવતાં, ભાવે માગી લીધ. ૬

---

૧ મોતી મેતો જે કે નગરના દીવાન હતા. ૨ કુમારશ્રી ભાવસંઘજી (જામસાહેબના ભાયાત).

પ્રીતેં ગૌરીશંકરે,[3] દીધો દિવ્ય પ્રસાદ,
જામ વિભાનો જગતમાં, વધવા યશ આબાદ. ૭
ઘણા વખતનો ઘેરથી, ગયો હુકમ એ હાથ,
જરૂર ભાગ્ય જાગ્યું હવે, જાણે નાગર નાત. ૮
વિઘ્ન હણી વિશ્વેશ્વરા, લેવા ઘટતો લાવ,
પ્રતિદિન જામ પ્રધાનની, ચડતી શુભ દર્શાવ. ૯
વરશ એસતે ભાવથી, ભેટ્યા નૃપ દીવાન,
સૌ જન પામ્યા સર્કરા, માનો શુકન મહાન. ૧૦
નાચ રંગ નવલા[4] થયા, વાધ્યો અતિ ઉત્સાહ,
ધામધૂમ શુણિ ધામમાં, માનૂ પ્રભૂ સહાય. ૧૧

**છંદભુજંગી.**

પ્રભૂયેં કરી સાહ્યતા આજ સારી, વિનંતી અમારી વિશેષે સ્વિકારી,
જરૂ જોઈતા લાભનો જોગ જેવા, ગણ્યો આજનો ઉગતો સૂર્ય એવા. ૧૨
શરૂ સાલ હાલારની હાલ થાતાં, રૂડો સર્વને હર્ષ હૈયે જણાતાં.
ક્રપાળૂ પ્રેભૂની કૃપા પૂર્ણ ટેવા, ગણ્યો આજનો ઉગતો સૂર્ય એવા. ૧૩
પ્રજા પામતા સર્વ સારા દિલાશા, થશે સર્વદા સર્વની પૂર્ણ આશા,
ખરાબી કરે તે ખતા ખાય તેવા, ગણ્યો આજનો ઉગતો સૂર્ય એવા. ૧૪
પ્રજા રાજ્ય વચ્ચેં વધી સ્નેહ સાચો, નકી કોઈ કામો થશે નૈંજ કાચો,
સદા વિસ્તરે સૂખ ને શાંતી તેવા, ગણ્યો આજનો ઉગતો સૂર્ય એવા. ૧૫
વધી એષ્ટ વિદ્યા સુકીર્તી ગવાશે, વિવેકી વધૂ વારતા વર્ણવાશે,
સુધાપાનનો માનિયેં સ્વાદ જેવા, ગણ્યો આજનો ઉગતો સૂર્ય એવા. ૧૬
રૂડી સભ્યતાથી સભાઓ થપાશે, રૂડા ધર્મનો મર્મ જોતાં જણાશે,
ગયેલો પ્રતાપે મળે વખત જેવા, ગણ્યો આજનો ઉગતો સૂર્ય એવા. ૧૭

---

## सन १८८१ (संवत १९३७) नी शालमा अति वर्षाद थयो ते विशे. बळिष्ट मेघ बत्रिशी.

**સ્નગધરાવૃત્ત.**

ગ્રિષ્મેં ઘોડાં ઉપાડ્યાં, ઘણિ ગરમી કરી તાપથી ત્રાસ આપ્યો,

---

૩ ભાવનગરના માજી દીવાન. ૪ નવિન.

આથી થાશે હજી શું,? સમજિ સૌ પ્રજા એમ કરતી ઉતાપો;
ગોલી વર્ષાંનું વાંકૂ, અધિર અતિ થતાં દીલ દુષ્કાળ જાણી;
તેની રીશેં હશે શૂં,? કરડ ભુટ કરી પ્રાવૃટે[1] નાંખ્યું પાણી. ૧

**દોહરા.**

ઇશ્વી સન અઢારશેં, એક્યાશીની સાલ,
જુલ્મી મેઘ જુલાઇમાં, હાલારેં થ્યો હાલ. ૨
થ્યો તારિખ અગ્યારથી, રહ્યો ચૌદથા બંધ,
તે દિનમાં નુકશાનની, ન રહિ નકી સનંધ.[2] ૩

**છંદ માલિનિ.**

અધિક બળથિ આવ્યો, મેઘ મોટી સવારેં[3],
પવન હય પલાણ્યો, જેમ ઘોડો સવારે,
[4]ઘન કરિ અતિ ધાટૂં, જુદ્ધ મંડાણ માંડ્યૂં,
વિજળિ રૂપિ વિરાજે, ખેંચતો જેમ ખાડૂં. ૪
દળ અદળ વિનાનાં, વાદળાંને વિશેષે,
નભ ગઢ નકિ ઘેર્યો, કેદ થ્યો સૂર્ય દીશે,
પવન ઝડિથિ થાતાં, ઘોર સુસ્વાટ સાથે;
પડતિ જળનિ ધારા, ધારતિ ને ધરા તે. ૫
તરણ [5]સુભટ જેવા, જુદ્ધમાં દે ઝપાટો,
પવન ઘર પછાડે, સદ્ય મારી સપાટો,
ભરપુર જળ વ્હેતૂં, પૂરમાં પાદરોમાં,
જળ અધિક જણાતૂં આંગણામાં ઘરોમાં. ૬

**છંદ ત્રોટક.**

છલકે નદિ સીંધુ સમાન છલી, [6]ગળકેં જન જાય ઘણાક ગળી;
હલકે નહિં હાક પડે હલકી, પલકે જગનાશ કરેજ નકી. ૭
મદથી ભરિ માનુનિ હોય જતી, હદ બ્હાર નદી નકિ તેમ હતી;
[7]લટકે જેમ [8]લાખુ લિયે [9]લલનાં, પટકે નદિ ધામ વિરામ વડા. ૮

---

૧ વરસાદ. ૨ સીમા, હદ. ૩ પરોઢીયે. ૪ વરસાદ. ૫ યોદ્ધો, લડવૈયો. ૬ પાણીનું ગળકું. ૭ હાવભાવ, ગાળા. ૮ લાખો પૈસા. ૯ જુવાન સ્ત્રી.

### છંદ ભુજંગી.

નદી સિંધુ કેરૂં થયૂં એક પાણી, ભળ્યું ગામમાં ને રહી રામકાણી;
દિશા સર્વમાં દીશતૂં માત્ર પાણી, બધી વસ્તિની વસ્તુઓ જાય તાણી. ૯
પ્રજા માત્ર આથી પુરો અંત જાણી, મુંઝાણી શિશૂ વૃદ્ધ આદીક પ્રાણી;
પડે કારમી કોઇની ત્યાં પછીતો, કરેડે કરા જ્યાં જુવેછે હજી તો. ૧૦
તણાતાં ઘણાં છાપરાં છાજ સોતાં, ખશે ખોરડાં જાણિયે જેમ નોતાં;
નમે કોઇની જો હવેલીનિશાળો, ભરે તેહનાં મોભિયાં તો ઉચાળો. ૧૧
પડે મેડિયો મોટિને ઓ બજારો, ધશે ત્યાં વળી ધાન્ય કેરી વખારો;
તણાતાં ઘણાં પેટિ મંજૂશ પાટો, પટાર અને પુસ્તકોનાં કપાટો. ૧૨
ગયૂ ઓ દવાદારૂં ને ઓનિખાનૂં, દિશે કોઈ કોરૂં નહી કારખાનૂં;
પશૂ પક્ષિ જેમાં જથાબંધ જાતાં, ઘણાં બેલ ઘોડાં ગધેડાં તણાતા. ૧૩
હજારો ગયાં ગાડરો ઊંટ ઘેટાં, ગયાં ગાયને ભેંશ પાછાં ન દીઠાં;
ઘણા બાગને વાડીનો ઘાણ વાળ્યો, પડી રેલ પૂરો પ્રલેકાળ ભાળ્યો. ૧૪
પડ્યા ઝાડ મોટા, ત્રુટી પ્રૌઢ પાળો, વધૂ વર્ણવે શૂં ગણો કેર કાળો;
હતા ચાલતા પંથમાં જે પ્રવાસી, ખરેખાત તેણે તજી જીવ આશી. ૧૫
જિવ્યા જે ચડીને જઈ ઝાડ બેઠા, ચડી દેવળે શીખરો માંય પેઠા;
અતી યુક્તિ એકે નથી કોધિ આમાં, ટુંકામાં કહું જે થયૂં તે સમામાં. ૧૬

### મોતીદામછંદ.

ભર્યૂં ભુમીમાં જળ જેમ અપાર, વળી પડતી વરશાદની ધાર;
પડ્યા પર પાટુની કેવત જેમ, ખરેખર આ વખતે હતું એમ. ૧૭
વધૂ જળથી વધતી થઈ બીક, થશે નભને મહિ જાણ્યૂં નજીક;
બધૂં જગ પેશિ જશે શું પતાળ; હરી! કયમ આવિ પડી હડતાલ? ૧૮
ડટંતર તુલ્ય વળ્યો બહુ ડાટ, વધ્યો અતિ વસ્તિ વિશે ગભરાટ;
તજી બિજિ જે તજવીજ તમામ, પ્રભૂ ભજતાં ઉચરે સહુ આમ. ૧૯
હવે, હરિ! જો નહિ ઝાલીશ હાથ, થશૂં દુખિ તેથિ અમે સહુ સાથ;
અનાથનિ અર્જ હરિ ધરિ કાન, સહાય કરો ઝટ શ્રી ભગવાન. ૨૦
કડા બળતિ થકિ રાજકુમાર, બચાવિ લિધો વળતી કરી વાર;
છુટો ગજરાજ કર્યો મુકિ માન, સહાય કરો ઝટ શ્રી ભગવાન. ૨૧

થયો અતી આગળ ઇંદ્રથિ કોપ, ધરી ગીરિ, રાખ્યું તમે વ્રજ ગોપ;
લઘુ વિનતિ વિભુ માનિ મહાન, સહાય કરો ઝટ શ્રી ભગવાન. ૨૨
પ્રભૂ કરૂણાથિ પવિત્ર નૃપાળ, ભલી વિધ કીધિ પ્રજા તણિ ભાળ;
ઉદાર જને અતિ દીધું અનાજ, ભુલા ન મહાજન આપનું કાજ.૨૩
ઉઘાડિ હવેલી ઉતારિ ગરિબ, કરી ઘટતી સઉની તરતીબ;
બચાવનું કીધું બરાબર કાજ, ભુલા જન લોભિ ખરીતક આજ.૨૪

---

## ઝુલણાછંદ.

પ્રાવૃટે પ્રથમ કરિ પ્રેરણા મેઘને પલકમાં પ્રલયનો નાંખ પાયો,
હુકમ શુણિ ઘોર ઘન ગગનમાં ગાજતો વીજળી શસ્ત્ર લૈ [1]શીઘ્ર ધાયો;
બળથકી બોળવા, રંકને રોળવા, તોલ વણ તોલનો લક્ષ લીધો,
કાળસમ મેઘ તતકાળ ત્રુટી પડ્યો, મુલકનો માલ પયમાલ કીધો. ૨૫
તરતમાં તંતું સરવસ્વ દેખાડિયૂં, ડૂબિયા દુબળા ને શ્રીમંતો;
રંકને રાયની એક ફરિયાદ જ્યાં, મદદ કરિ શૂં શકે ત્યાં મહંતો,?
ઓચિંતો આમ જ્યાં ગજબ ત્રુટી પડે, કોણ ઉપાય ત્યાં થાય સીધો;
કાળ સમ મેઘ તતકાળ ત્રુટી પડ્યો, મુલકનો માલ પયમાલ કીધો. ૨૬
પ્રગટ પરિયાણ કર્યું પવન પરધાનથી, માત્રનું માન ખોવા [2]મહીમાં,
દુષ્ટ નરપાળ સમ દંડતા ખંડમાં, ઉઠતા ખંડ જાણિ મહીમા;
ફેરવિ પાણિ, જગપ્રાણિના પ્રાણ લૈ, માનિયો દેશ ડંકોજ દીધો,
કાળ સમ મેઘ તતકાળ ત્રુટી પડ્યો, મુલકનો માલ પયમાલ કીધો. ૨૭
અસલ ઇતિહાસ માહાભારથાદી કહે, જુદ્ધ કરિ શૂર અસુરાદિ લડિયા,
શસ્ત્ર વરશાદથી રૂધિર સરિતા વહી, પરસ્પરમાં વઢી કઇક પડીયા;
પ્રગટ પૂરાણમાં વાત પણ વાંચિયે, આજ શું એજ દેખાવ દીધો?
કાળસમ મેઘ તતકાળ ત્રુટી પડ્યો, મુલકનો માલ પયમાલ કીધો. ૨૮
ઘોર કરિ તિમિર ઘનઘોર અતિ ગાજતો, વાયૂનિ સાથ વર્ષાદ આવ્યો;
કાળના કાળ સમ આજ આ કાળમાં દ્વેષથી વેશ વિકાળ લાવ્યો;
[3]રાજવી, જેમ રણક્ષેત્રમાં [4]રાજતા, બાઝતાં તેમ બળથી ન બીધો,
કાળસમ મેઘ તતકાળ ત્રુટી પડ્યો, મુલકનો માલ પયમાલ કીધો. ૨૯

---

૧ તરત. ૨ પૃથ્વિમાં. ૩ રાજપુત્ર. ૪ શોભતા.

આ શું ધનરાજ કે જરૂર જમરાજ છે, ગિષ્મ કે વિશ્વનો નાશ કરશે;
વારૂ વરશાદ કે સિંધુ મરિયાદ તજિ ઉછળી વ્યોમ ચડી આપ વરશે;
માનું ધન આજ ગજ તુલ્ય ઘેલો થયો, કાં હશે આકરો દારૂ પીધો?
કાળ સમ મેઘ તતકાળ ત્રુટી પડ્યો, મુલકનો માલ પયમાલ કીધો. ૩૦
પુર્ણિમા રાત્રિથી પાપ પૂરણ મળ્યાં, પ્રતિપદા પ્રલયનો દીન જાણ્યો;
બીજ દિન બીજ જાશે નકિ જગતનૂં, ઉચરતાં એમ જન પાડી રાડો;
વર્ષિ દિન ત્રણ પરજન્ય[1] ચ્યો પાધરો, વૃષ્ટિ હરિ, [2]વૃષ્ટીનો માર્ગ લીધો;
કાળ સમ મેઘ તતકાળ ત્રુટી પડ્યો, મુલકનો માલ પયમાલ કીધો. ૩૧
લાખ્ખુ ધન માલ બૈ ઝાડ જન જાનવર, ચર અચર જંતુનો અંત આણ્યો;
તાણિયાં ગામ, દરબાર ગઢ પાડિયા, જરૂર નહિ જાણિયા રંક રાણો;
આપશે ઈશ અંન ધન આયૂષ તો, ભારિ દુકકાળનો ભોગ દીધો,
કાળ સમ મેઘ તતકાળ ત્રુટી પડ્યો, મુલકનો માલ પયમાલ કીધો. ૩૨
સકળ સંતાપ રૂપ પાપ વધ્યું વિશ્વમાં, તિમિર આકાશમાં અધિક એનૂં;
પ્રગટ અન્યાય વરતાય અવનિપરે, પવન ઝડિ આદિ તોફાન તેનૂં;
પાપ કરિ માફ પ્રભુ આપ કરૂણા કરિ દ્રઢ પ્રતાપેં સદા પંથ સીધો;
કાળ સમ મેઘ તતકાળ ત્રુટી પડ્યો, મુલકનો માલ પયમાલ કીધો. ૩૩

---

## बुद्धिप्रकाश चोपानिआने मथाळे लखेला दोहरा उपरथी विचार आवतां करेलो छंद.

### શાર્દૂલવિક્રિડીત છંદ.

કાગળ પાત્ર ગણો અને શુભ વળી દીવેલ રૂસનાઈ છે;
જાણો એષ્ટ કપાસ લેખણ બની જે સર્વ સુખદાઈ છે;
પાવક[3] તો લખનાર પંડિત ભલા જે બોધ રૂડો કરે;
પુસ્તક બુદ્ધિ પ્રકાશ દીપ પ્રગટે, જેથી શઠો સૂધરે.

---

### વિદ્યાનવિલાસ ચોપાનિયા વાસ્તે કરેલા દોહરા.

ગઢ ગઢ કીર્તિ ગજાવતૂં, ખટપટ કરી ખલાસ;

---

[1] વર્ષાદ. [2] સમાધાન કરવું. [3] અગ્નિ.

ઘટ ઘટ જ્ઞાન વધારશે, આ વિજ્ઞાન વિલાશ. ૧
પ્રગટી સૂર્ય પ્રબોધનો, જડતા [1]તમ કરિ નાશ;
હૃદય પદ્મ પ્રફુલિત કરે, આ વિજ્ઞાન વિલાશ. ૨

---

## कविश्री दलपत्तराम डाह्याभाइना पत्रमां लखेली कविता.

### સવૈયા.

સ્વસ્તિશ્રી અમદાપુર મધ્યે દેશિ વિદેશિ તણાં વિશ્રામ;
સુજ્ઞ સભાસદમાં સદભૂષણ, જન દુષણ હણવામાં જામ;
શુભ શોધક સજ્જન સદ બોધક, તક સૂચક વદનાર તમામ;
સદ્ગૂણથિ ગુણિમાં ગુણ નાયક, દાયક ગૂણ લાયક ગૂણ ધામ. ૧
ગુજરાતી ગુણિના ગુણ ગ્રાહક, ચાહક જનનૂં હિત, ધરિ હામ;
સવિતા કિર્ણ પ્રમાણે જેનિ કવિતા પ્રસરી ઠામો ઠામ;
સર્વોપમા વિરાજીત સદ્ગુરૂ સુજ્ઞ કવિશ્વર દલપતરામ;
સેવામાં બનિ શિષ્ય પ્રતાપો, જામનગરથી કરે પ્રણામ. ૨

---

## मैत्रि विषे.

## मित्रो प्रत्यें लखेली तथा मोकलेली कविता.

### સ્નગધરાવૃત.

નિત્યેં હૂં હાથ જોડી પ્રણવિ પ્રભુ તને, મિત્ર સહવાસ માગૂં,
માગૂં[2] મારૂં શુર્ણીને, મુજ પ્રિય જનનૂં કાઢજો કષ્ટ આખૂં;
આખૂં કીજેં અમોથી દુઃખ વિરહ તણૂં, આપિ આનંદ પ્રીતેં;
પ્રીતેં લેવા સુલ્હાવો પરમ પ્રિયથકી, દેવ દે વખ્ત નિત્યેં. ૧
સ્વસ્તી શ્રી એષ્ટસ્થાનેં સુખદ પુરવિષે, સદગુણી મિત્ર શાણા;
શાણાની સંગતીમાં નિશદિન વશિને, સુજ્ઞ સૌમાં ગણાણા;

---

૧ અંધારૂં. ૨ માગણી.

રાણાની રીઝ પામ્યા નિજ ગુણથી નકિ, મેળવે જેમ હસ્તી;
હસ્તી સન્મિત્ર મારા પરમ પ્રિય તને, દ્યો સુઆશીષ વરતી. ૨
શિવામાં મિત્ર તારો, નવિન નગરથી દંડ પેઠે પ્રણામેં,
વીશેષે વિનવે કે વરશ વહિ ગયૂં, આપ મેળાપ પામે,
તેથી વૃત્તિ અધારી સ્થિર નથિ ઠરતી, તર્ક વીતર્ક આણે,
શાંતી કીજે સુપત્રેં પરમ પ્રિય હવે, મિત્ર તો સૂખ માણે. ૩

**માલિનિછંદ.**

પ્રિય તમ અમમાં જે, પ્રેમથી સ્નેહ જામ્યો,
નકિ નથિ ઘટવાનો, ઉછળ્યો કે ઉથામ્યો,
પણ નિશદિન તાજો, રાખવા યોગ્ય તેવા,
ઘટિત અરસપરશેં, સાધનો યોગ્ય લેવાં. ૪
કમળ સૂર્ય કેરી, પ્રીયતા સર્વ જાણે,
ગુણિ જન ગણિ ગ્રંથે, દાખલો તે વખાણેં.
પરમ કમળ ખીલિ, સૂર્ય કેરે પ્રકાશે,
પણ રવિ ન પ્રકાશે, તો નહીં તે વિકાશે.[1] ૫
સમ અમ તમ કેરો, દાખલો એજ ધારો,
કમળ સમ અમોને, આપ લો સુર્ય સારો,
અબુધ કહિ શકે શૂં ? આપિ આવી ઇશારો,
પ્રિયતમ પ્રિયતાથી, કાં અમોને વિસારો ? ૬

**મનહરછંદ.**

ધાર તું ન ધૈર્ય ચિત્ત, પ્રીતના નિમિત થકી,
જ્યાર થકી યાર બા'ર ગયો હુંશીયાર તૂં;
યાર તને પ્યારથી સંભારતૂં નિશી સવાર,
વાર વાર તર્કનેં, વિતર્ક કરી મારતૂં;
મારતું તે મોજ સદમૈત્રિના સુમોજ વિશે,
જે થકી રમોજ અન્ય થકી રોજ હાર તું;
હાર તું શૂં આશ તે, પ્રતાપ તેથિ પત્ર લખ્યો,

---

૧ ખીલે.

પણ પ્રતિઉત્તરે થશેજ ધૈર્ય ધાર તું. ૭

---

**સોરઠો.**

માગે બીંદૂ માત્ર, ચાતક જળ [1]જળધર કને;
ભરે મેઘ [2]મહી પાત્ર, મિત્રજ મહત ઉદારતા. ૮

**ઇંદ્રવિજયછંદ.**

તૃપ્ત બને જનનાં મન જેમ, થયે વરશાદ સુવર્ષ દુકાળે;
ચંડ વિશેષ વિશે જન જેમ, સુવસ્ત્ર મળેથિ દિલે સુખ વાળે;
સૂર્યનિ આતશમાં હરખે જન, શીતળ વાયુથી જેમ ઉનાળે;
તેમજ મિત્ર હું તૃપ્ત થયો પરતાપ, સુ આપનો પત્ર નિહાળે. ૯
રોગિ જનોજ નિરોગિ બને, જયમ ભોગિ થઈ ભવમાં સુખ માણે;
નિર્ધન થાય બહુ ધનવાન, પછી મન આપ કૃતારથ જાણે;
હર્ષિત થાય ગરિબ જનો જ્યમ માન મળે જન પ્રૌઢ પ્રમાણે;
તેમજ મિત્ર થયો હર્ષિત પ્રતાપ ઘુણી શુભ પત્ર અટાણે. ૧૦

**છંદ વૈતાલિય.**

વિનયે વચનો તમે લખ્યાં, પ્રિયતાથી ભરપૂર પારખ્યાં;
મુજમાં ગુણ તે નથી કશા, પ્રિયતાથી પ્રિય આપને વશ્યા. ૧૧
ખરિ પ્રીતનિ રીત એ નકી, લઘુ માહે ગુરૂ ભાવ રે' ટકી;
કડવૂં [3]અહિફિણ યદ્યપી, તલખે તે વણ કેફિ તદપી.

**છંદશાલિની**

સાચે સાચિ પ્રીત, ત્યાં શિ પરિક્ષા,? દ્રઢ ભક્તિ ત્યાં શૂં વધૂં દાનદિક્ષા,!
લાગે જોતાં સર્વથા લાભકારી, સન્મિત્રોની પ્રીતની રીત ન્યારી. ૧૩

## रा. लक्ष्मिचंद भगवानजीने तेनु नर्मगद्य पुस्तक वांची पाछुं मोकल्यु ते साथे लखेली कविता.

**સવૈયા.**

લક્ષ્મિચંદ કહૂં, કે સરસ્વતિચંદ કહૂં, કે કહૂં શશિ સાચો;

---

૧ વરશાદ. ૨ પૃથ્વિ. ૩ અફીણ.

તે ત્રણ ગૂણ સમાન પણે વરતે, ગુણ એક તણો નહિં ખાંચો,
લક્ષ્મિચંદ માલ્યૂં ધન તેથિ, સરસ્વતિચંદ સુપુસ્તક સાંચો;
રો' ખુશને પરતાપ કરો ખુશ, એ ગુણ ચંદ તણો નહિં કાચો. ૧
નર્મદગદ્ય નકી સુખ દાયક, લાયક હાથ થકીજ લખાણો;
જેથિ જડે સુખના રસ્તા, રસપૂર અનૂપમ એથિ વખાણો;
શોધક બોધ અપાર કરે, શુભ સાર બજાર પ્રસિદ્ધ પિછાણો;
જે પઢવાથિ પ્રતાપ બનેજ અપંડિત તે શુભ પંડિત શાણો. ૨
નર્મદગદ્ય કુચાલ તણા કટકા કરનાર, કટાર ન કાચો;
જ્ઞાન ગુણોનિ વખાર ગણો, સુખકાર વિચાર લગાર ન ટાંચો,
આળશને અજ્ઞાન ઉછેદક, બોધ કરે તક સૂચક સાચો;
મિત્ર કૃપાથિ મળ્યો પરતાપ, સુમિત્ર મળી મુજ પાસજ વાંચ્યો. ૩

## रा. तलकशी देवजीने तेनुं प्रविणसागरनुं पुस्तक वंचावी पाछु मोकल्युं ते साथे मोकलेली कविता.

### સવૈયા.

ગ્રંથ પ્રવીણ સુસાગરનો, કરૂણાથિ દિધો હું છતેજ અજાણ્યો,
માશ ઘણા મુજ પાસ રહ્યોજ તથાપિ, વૃથા વિશવાસ ન આણ્યો;
એ થકિ વારંવાર વિચાર કરે પ્રિય પ્યાર પ્રશીદ્ધ પિછાણ્યો,
એ ઉપકાર ભુલૂં કયમ યાર? પ્રતાપ અપાર અપાર પ્રમાણ્યો. ૧
આમ ઉદાશ હતો તમ દાસ, નિરાશ રહેશ હુ ગ્રંથ અધૂરે,
કારણ કે પરતંતર તે થકિ અંતર આશ પુરી કુણ પૂરે,?
એ દુખ સાગરને તરવા, તમ ભાવનિ [1]નાવ મળી વિણ નૂરે,
એ ઉપકાર ભુલી પરતાપ પછી પ્રભુ પાશ, પુછે કહું શૂંરે? ૨

---

## स्नेहि भाइ नवलशंकर त्रि. मोतीरामना पत्रमां

### લખેલો દોહરો.

[1]નવલ નગરમાં [2]નવલ હૂં, નવલ મિત્ર છો દૂર,

---

૧ નવાનગરમાં. ૨ હેનવલશંકર સંબોધન.

[1]નવલ નેહ ન [2]વળાવશો, નવલ અર્જ ધરિ ઊર. ૧

## रा. दोलतराम जटाशंकर प्रत्ये कहेली कविता.

### કીરીટ અથવા સવૈયા છંદ.

આજ મહા શિવરાતરિને દિન જો શુભ શાસ્ત્ર તમે નહિ ખોલત,
તો અમ આદિ જણો સઘળા અતિ આળશ ઊંઘ વિશે નકિ ડોલત,
એમજ નૈં પણ એક મિત્ર મળિ, વાત વૃથા મુખથી બહુ બોલત,
પ્રેમ સહિત પ્રતાપ કહે, શુભ તેંજ કર્યું, સહુનું પ્રિય દોલત. ૧

### વસંતતિલકા છંદ.

પ્રીતેં સુરીત ચરચા રચના રચાણિ, રીતેં સુપ્રીત વચનાંમૃત સાર જાણી,
પ્રમથિ અર્પણ કરી પ્રિય પ્રેમ પોથી, તે મેં સ્વિકારિ ઉપકાર અપારસોતી. ૧
જ્યાં સાચિ પ્રિત નકી ત્યાંનજણાય શંકા, વિદ્વાનમાંય નહિતો નિસરે [3]અવંકા,
જાણી સુગધી પછિ કંટક જોઈ પાસે, સદગુણગ્રાહિ [2]અલિ કેતકોથી ન નાસે. ૨

## मैत्रि माहात्म विषे.

### ભુજંગીછંદ.

કરૂં અર્જ તે સૌ સુણી મિત્ર મારા, સદા રાખિને ધ્યાન મધ્યે તમારા;
અલૌકીક મૈત્રી તણો સ્વાદ ચાખો, સદા સજ્જનોથિ તમે સ્નેહ રાખો. ૧
મળે સજ્જનોથિ ગૂણો સર્વ સારા, થશો વિશ્વમાં તે થકી કીર્તિવાળા;
ભરી સત્યતા પ્રીતિનાં વાક્ય દાખો, સદા સજ્જનોથિ તમે સ્નેહ રાખો.
થશે મિત્રને જો કદી કોઈ કષ્ટી, હરે સજ્જનો લાવીને નેક દ્રષ્ટી;
કરે સૌખ્ય તે આદરી યુક્તિ લાખો, સદા સજ્જનોથિ તમે સ્નેહ રાખો. ૩
સદા સર્વને રાખવા શ્રેષ્ઠ રેસ્તો, કરે બોધ નિત્યે બકે નૈં [4]અમસ્તો;
ચહે તે રૂડો સર્વનો જન્મ આખો, સદા સજ્જનોથિ તમે સ્નેહ રાખો. ૪
ગણે સૌખ્યમાં મિત્રને આપ પેલો, મટાડે વળી તે તણો દુષ્ટ [5]ફેલો;

---

૧ નવો. ૨ છોડી દેવો. ૩ દોષ ખામી. ૪ ફોકટ, વ્યર્થ
૫. દુરાચરણ કુછંદ.

રૂડું પામવા તેમને મિત્ર ભાંખો, સદા સજ્જનોથિ તમે સ્નેહ રાખો. ૫
સદા શીખવે સજ્જનો શીખ સારી, ગણે પંડિતો જેહને નિત્ય પ્યારી;
ખુલી નાંખશે સજ્જનો જ્ઞાન આંખો, સદા સજ્જનોથિ તમે સ્નેહ રાખો. ૬
બતાવે વળી ભક્તિની નિત્ય યુક્તી, રિઝી તે થકી આપશે ઇશ મુક્તી;
અરે! મૂર્ખની સંગતી ત્યાગિ નાંખો, સદા સજ્જનોથિ તમે સ્નેહ રાખો. ૭

મનહર છંદ.

સૂચવે સુપંથ, પ્રતિ વખતે [1]પ્રબોધ આપે,
ચિત્તમાં પવિત્ર ચિત્ર પાડે ચતુરાઇનૂં;
મિત્રનું તે પોતાનું, પોતાનું મિત્ર તણું માની,
જીવ ગયા લગી જન કરે ન જુદાઇનૂં;
સ્વારથ તજિને સુખદુખમાં સહાય કરે,
મૂખથી વદે ન કશું વાયક વડાઇનૂં;
પાપથિ બચાવિ, મહા તાપને મટાડનાર,
સુમિત્ર મેળાપ સુખ સર્વથા સવાઇનૂં. ૮
સુમિત્ર મળ્યાથિ પરતંત્ર તે સ્વતંત્ર થાય,
વીસરી વિશેષ દુખ અંતરથિ આપનૂં;
હૈયેથિ હમેશ ક્લેશ, કષ્ટનું કપાય મૂળ,
પ્રગટ પમાય સુખ આનંદ અમાપનૂં;
જારિ કે જુગારિયાની [2]યારિને વિદારી નાંખો,
કારણ, ન થાય કશું વ્યસન વિલાપનૂં;
વાર વાર પ્યારના અપાર ઝરા માંય ઝિલી,
મેળવો મહાન સુખ સુમિત્ર મિલાપનૂં. ૯
જગમાં જણાતાં તન ધનને જોબન સુખ,
ક્ષણિક ખદ્યોત તેથિ નિશ્ચે નિરસ છે;
વિવિધ વિભવ અને, વનિતા વિહાર સુખ,
વિગતે વિચારતાં તે વધતૂં વિરસ છે;
વેદને પૂરાણમાં મનાયલું મુનીજનોથીં,

---

[1] ઉપદેશ [2] સોબત.

મોક્ષનું અનૂપ સુખ પણ તે અદ્રશ્ય[1] છે;
ભવમાં મનાતાં ભવ્ય સુખ અનુભવે જોતાં,
સુમિત્ર મિલાપ સુખ સર્વથી સરસ છે. ૧૦

સુનીતિ બગીચા વચેં મૂળથી મચેલૂં એવું,
સુસંપ તણું જ્યાં વ્રક્ષ શોભીતું મહાન છે;
સદગુણિ ડાળિયો વિશાળ, સુવિચાર પત્ર[2],
સુવિવેક પુષ્પ, જે વિનોદ ફળવાન છે;
અનુકૂળ હવા, વાહવાહનાં જ્યાં વાજાં વાગે,
પરમ પ્રબોધનુ ગવાય જેમાં ગાન છે;
પ્રેમને પ્રકારેં અનૂભવ તણિ આંખે જોતાં,
શોભિતું જણાતું સદ મૈત્રિનું મકાન છે. ૧૧

પ્યારના ફુવારમાંથી[3] કરિને પ્રકાશ જોતાં,
ઈશ્વરી કૃપાનો જેમાં અખંડ આભાસ છે;
યોગ્ય યોગ્ય વખતે વિરામ ને યોગ્ય એવા,
યોગ્યજ કરેલા જેમાં ઉત્તમ અવાસ[4] છે;
ધિરજ ધરિને ઐષ્ટ ધારણાથી ધારશો તો,
સ્થળે સ્થળે થતા જેમાં વિવિધ વિલાસ છે;
પ્રેમને પ્રકારેં અનુભવ તણિ આંખે જોતાં,
શોભિતું જણાતું સદ મૈત્રિનું મકાન છે. ૧૨

દોહરા.

સૂર્ય ન ઉગે અક્ષિમાં, દીશે દ્રષ્ટીપ[5] મંદ[6];
મિત્ર વિનાનો માનવી, સુખ અનુભવથી અંધ. ૧૩

વરણ વાયુ [7]વન્હિ વડા, ચંદ્ર પ્રકાશ પવિત્ર;
મિત્ર નામ ધારણ કરે, એતો એક સવિત્ર[8]. ૧૪

સદ મૈત્રિ પદ પદ્મનો, પવિત્ર જે મકરંદ;
ભ્રમર પઠેં રહિ ભોગવે, તે સજ્જન સુખકંદ. ૧૫

---

૧ જોવામાં ન આવે તેવું. ૨ પાંદડાં ૩ બારણું. ૪ ઓરડા.
૫ દેખાવ. ૬ નિસ્તેજ, ઝાંખો. ૭અગ્નિ ૮ સુર્ય.

નભમાં વસનારા ગ્રહો, સુર્ય વિશે સૌ અસ્ત;
સદ મૈત્રિ સુખ આગળે, સુખ લઘુ તેમ સમસ્ત. ૧૫
નાની મોટી સૌ નદી, સમુદ્રમાં મળિ જાય;
તેમજ સદ મૈત્રી વિશે, સદગુણ સર્વ સમાય. ૧૭
વિવેક વાડીમાં વસી, પાળે ધર્મ પવિત્ર;
વીણે પુષ્પ વિનોદનાં, માનો એજ સુમિત્ર. ૧૮
સત્ય અશ્વ પર સ્વાર થૈ, વહે[1] સુનીતી શસ્ત્ર;
પાન કરે દ્રઢ પ્રેમનું, માનો એજ સુમિત્ર. ૧૯
પરખી પ્રેમી જન પ્રતી, અર્પિ વ્હાલ વિચિત્ર;
નીરખે નજરે નેહની, માનો એજ સુમિત્ર. ૨૦
સદય હૃદયથી સ્નેહમાં, ધારે ધ્યાન પવિત્ર;
પ્રીતે વરતે પરસ્પર, માનો એજ સુમિત્ર. ૨૧
હસ્તીનાં પગલાં વિશે, પગલાં સર્વ સમાય;
તેમજ સદ મૈત્રી વિશે, સુખ સૌ આવી જાય. ૨૨

## ગિતિ છંદ.

ઘટ ઘટ જ્ઞાન વધારે, પ્રગટ સુમિત્રો પવિત્ર ચર્ચાથી;
ઘટ ઘટ પાન કરાવે, સરસ હરખનું વિનોદ વિદ્યાથી. ૨૩
જેમ સુર્ય સુપ્રકાશે, સર સરિતોમાં અરાં કમળ ખીલે;
તેમ સુમિત્ર વિલાશે, હૃદયકમળ પણ સરસ રિતે ખીલે. ૨૪
મિત્ર મદદ હરવાતે[2], કાયમ[3] મનથી સુમિત્ર કરનારા;
મિત્ર મદદ હરવા તે, કાંય મમત પણ કુમિત્ર કરનારા. ૨૫
અધિક પ્રીતનિ રીતી, વિપરીત દિશે જરૂર જોવામાં;
જેમ વિના ભર પ્રેમે, પડતું મેલે પતંગ દીવામાં. ૨૬
ચિત્ર વિચિત્ર નિહાળે, જેમ જનો મન પ્રસન્નતા પામે;
તેમ સુમિત્ર ચરિત્રો, વિચારવાથી પવિત્ર સુખ જામે. ૨૭
ભવમાં ભવ્ય વિભવથી, સુખ ઉત્તમ છે સુમિત્ર મળવામાં;
કૃષ્ણે ગરિબ સુદાનો, મિત્ર મળ્યાથી તજી સકળ વામા[4]. ૨૮

---

૧ ધરે, પકડે. ૨ હરેક વાતે. ૩ દ્રઢ. ૪ સ્રીયો.

પ્રેમે તાંદુલ[1] પ્રાસ્યા[2], નર્મ વચનથી હરી શરમ તેની;
આપ્યો વિભવ વિશેષે, દુખી સુદામે અર્જ ન ઉચરેલી. ૨૯

મિત્ર પવિત્ર પ્રસંશા, સંસાર વિશે અમીત તે ખૂટે;
વરસે જુઓ જગતમાં, જળદ[3] જળલઈ, તોય ન સિંધુ[4] ઘટે. ૩૦
મળતાં સદા સુમિત્રો, ત્રાહિતને પણ વિનોદ સુખ આપે;
ભાત લવિંગ વધારે, પ્રગટ સુગંધી અધિક આપે. ૩૧
વૈભવ હોય વિશેષે, પણ સજ્જન જો ન હોય સોબતમાં;
તો તે વ્યર્થ સમ્રદ્ધી, જેમ નપુંસક વસેલ ઓરતમાં. ૩૨

ત્રોટક.

સમજેજ મુંગો કદિ સર્વ બિના, પણ કેમ શકે કહિ જીભ વિના?;
તેમ હોય ઘણું ધન મૂર્ખ કને, ઉપયોગ સુમિત્ર વિના ન બને. ૩૩

ઇંદ્રવિજય છંદ.

આગ વિના ન પ્રકાશ કરેજ, ભરેલ રહ્યું મર પાત્ર દિવેલેં;
ઇંજન જોર કરી ન શકેજ, વરાળ વિના કદિ આપની મેળેં;
વાંણ બરાબર ચાલી શકે નહિ, વાયુ વિના જળની જ્યમ રેલેં;
તેમ પ્રતાપ કહે, સદ ભાગ્ય વિના,શુભ મિત્ર મળે નહિં સેલે.[5] ૩૪

દોહરા.

અંતર હિતમાં [6]આંતરો, અડચણ છતાં, ન થાય;
પથ્થર પાણીમાં રહે, અગ્નિ ને ઓલાય. ૩૫
અંતર હિતમાં આંતરો, અળગાં છતાં ન હોય;
લોહ ચમકનો દાખલો, જોતાં સમજે સોય[7]. ૩૬
અંતરહિત આ જગતમાં, જાણે અંત રહીત;
ઉની કરતાં સરકરા, નિજગુણ તજે ન શીત. ૩૭
પવિત્ર મૈત્રી તીર્થમાં, સમાન ઉત્તમ નીચ;
રામે મિત્ર કર્યા જુઓ, વનમાં વાનર રીંછ. ૩૮

---

૧ ચોખા. ૨ જમ્યા. ૩ વર્ષાદ. ૪ સમુદ્ર. ૫ સેહેલાઇથી. ૬ તફાવત, ભેદ. ૭ સો શિવવાની.

મળે મિત્ર જ્યાં પરસ્પર, સંકડાસ ન જણાય;
ભરેલ પયના[1] પાત્રમાં, સાકર સદ્ય સમાય. ૩૯
સર્વ સગાંથી જગતમાં, સાચો સગો સુમિત્ર;
સર્વ ગ્રહોમાં ગ્રહપતી, શોભે જેમ સવિત્ર. ૪૦
દૂધ પાણીમાં દેખતાં, ઉત્તમ પ્રીત જણાય;
પય ઉભરાતું રાખવા, જળ જો કરે સહાય. ૪૧
હોય મિજાજી મિત્ર પણ, મળવા મન લલચાય;
કંટક છત્તાં કેતકી, સેવે ભ્રમર સદાય. ૪૨
સુમિત્ર વણ આ જગતમાં, મળે ન શુભ સુખ લા'વ;
સમુદ્રમાં વાયુ વગર, સરખૂં તરે ન નાવ. ૪૩

ઝુલણા છંદ.

પ્રીત ઉત્તમ થકી મિત્રને પામવા, જેમ સોપારિ નિજ મોત માગે;
તેમ તાંબુલ જુઓ મિત્ર મરહૂમનાં, અસ્થિ લઇ ઢાંકિ લે સર્વ ભાગે;
જોઈ પ્રિય મૃત્યુ પછિ, આપ સાથે મરે, એક રસ અંત પરીયંત રે'છે;
એ રીતે વર્તવા જગતમાં સજ્જનો, પરસ્પર પાન સોપારિ દે છે. ૪૪
પાણિથિ પ્રીત છે શ્રેષ્ટ જળ પ્રાણિને, લેશ જૂદાં પડે પ્રાણ ત્યાગે;
ભ્રમરને કમળમાં અમળ[2] જો પ્રીત છે, તો ન જૂદાં પડે મોત જાગે;
પાણિમાં બૂડ પથરો રહે તોય તે કષ્ટ ખમિ અગ્નિ તેમાં રહે છે;
માનું હું તે થકિ લગ્ન આદિક વિશે, અગ્નિનિ સાક્ષિ સૌ કોઈ લેછે. ૪૫
પ્રીત ઉત્તમ તણો દૂધને પાણિનો, દાખલો જગતમાં સર્વ જાણે;
દૂધ ઉભરાતું જળ શાંત જઈને કરે, દેખિ પ્રિય જોસ પય નરમ પાડે;
આગ બળતિથી પ્રિય મિત્ર ઉગારવા, જાણિ પયરાખિ પાણી બળે છે;
એમ ઇમાનથી વચન દ્રઢ પાળવા, પાણિમાં[3] સર્વ જન પાણિ લેછે. ૪૬
મહત મહિમાંય મહિમા ગણો મિત્રનો, મિત્રવણ એક ક્ષણ પણ ન ચાલે;
જગતનો મિત્ર છે સુર્ય જો શોભિતો, જે વડે શ્રષ્ટિમાં સર્વ ભાળે;
અસ્ત થાતાં રવી જગત ઝાંખૂ પડે, શોકથિ પ્રાણિ સૌ સુઈ રહે છે;
સુર્ય ઉગ્યા લગણ સ્મરણ નૈં ભૂલવા, સ્નેહથી સર્વ દીવા કરે છે. ૪૭

---

૧ દુધ. ૨ નિર્મળ, ચોખ્ખી. ૩ હાથમાં.

**સોરઠા.**

પાસે વદે પવિત્ર, પરપૂંઠે[1] કારજ હણે;
તજવા તેવા મિત્ર, ઝેર ઘડે મુખ પય ગયૂં. ૪૮

ખળ સંધીથી[2] દૂર, સ્નેહ લગાડી સિર ધરે;
સંધિ[3] ન થાય જરૂર, [4]વક્ર વાળ તૂટયા પછી. ૪૯

જિવનો જોખો થાય, ભૂત તણી મિત્રાઇમાં;
શૂળે શરિર વિંધાય, બાવળિયાને બાઝતાં. ૫૦

તરસ્યો રહિ દિન રાત, ચાતક તલપે મેઘને;
ઘન મન ને ગભરાટ, તો તે મિત્ર શા કામનો. ૫૧

ધારી પ્યારે અપાર, મોર પોકારે મેઘનેં;
જળધર ધરે ન ધાર, તેવા મિત્ર ન ધારવા. ૫૨

પળમાં મોત પમાય, મળતાં કુટીલ મિત્રને;
ચોકસ ચુરો થાય, સૂડીથી સોપારિનો. ૫૩

જગમાં જોઇ જરૂર, ડરવું દાંભિક મિત્રથી;
દીશે નિર્મળ નૂર, પણ દીવે કાજળ પડે. ૫૪

ગુહ્ય મિત્રની વાત, અન્ય મિત્ર આગળ કરે;
લઈ સાકનો સ્વાદ, ડુબે કડછી દાળમાં. ૫૫

કુમિત્ર જો કોપાય, છાની વાત પ્રગટ કરે;
ભારિ ભડાકો થાય, તોપ કાન તણખો અડે. ૫૬

કુમિત્ર કાને વાત, પડતાં મુખથી નીસરે,
તુર્તજ થાય અવાજ, તોપ કાન તણખા પડે. ૫૭

કરો ન મિત્ર કુજાત, જેથિ સ્નેહ નીભે નહીં,
ભરતાં કાણું પાત્ર, જળ વહિ ઝટ ઠાલૂં થશે. ૫૮

કુમિત્ર જો કોપાય, છાની વાત પ્રગટ કરે,
દારૂ બંધુક માંય, ભર્યો જણાય વછૂટતો. ૫૯

---

૧ પછવાડે, પીઠ પાછળ. ૨ સંયોગ, સંપ. ૩ સંધાવું તે, જોડાવું. ૪ વાંકો.

### વસંતતિલકાછંદ.

અન્ની વિશે સકળ સ્વાદ તણો વિશેષે, કીધો અનૂભવ, રહિ ન કચાશ લેશે,
તોયે ન જો સજનતા ગુણ સ્વાદ દીઠો,તો વ્યર્થ આ જગતમાંઅવતાર લીધો.૯૦

### લાવણી.

"દીનોનાથ દયાળ દામોદર દર્શનથી દુખ ભાંગેછે" એ રાગની.

આર્ય જનો લઘુ અર્જ સ્વિકારી ઘટિત સાર ઘટમાં+ ધરજો,
નિકટ શાંતિ સુખ થવા જગતમાં, સોબત સજ્જનની કરજો;
પ્રગટ પ્રીત સુનિતિથી પ્રગટો કપટ તણો પટ કરિ આઘો;
પ્રેમે કરિ પ્રભુ પાસ પ્રાર્થના મિત્ર પવિત્ર સદા માગો. ૯૧

વિપત સંપતે વડા સહાયક, લાયક મિત્ર લખાય સદા,
સુખદાયક સઘળા ગુણ જેના, ગાયક ગાઇ શકે ન કદા,
આયતથી સન્મિત્ર ચહીજ, સદાય ઉપાય વિશે લાગો,
પ્રેમે કરિ પ્રભુ પાસ પ્રાર્થના મિત્ર પવિત્ર સદા માગો. ૯૨

સદ મિત્રોમાં મળી પરસ્પર, એક સુટેક થકી વરતો,
નેક વિવેક મતિથી વિચારી, સમજી સમય રૂડો નરતો;
વ્હેમ અનેક છેક છળ છાંડી પેહેરી પ્રેમ તણો વાઘો,
પ્રેમે કરિ પ્રભુ પાસ પ્રાર્થના મિત્ર પવિત્ર સદા માગો. ૯૩

પ્રીતની ભીત પવિત્ર વિશે કરિ ચિત્ર વિચિત્ર વિનોદ તણાં,
નિવૃતિ નેત્રથી નિત્ય નિહાળે, અચિત ખરા સુખની ન મણા,
મળવા મિત્ર કરો ચિત નિર્મળ, ધોઈ દુષ્ટતાના ડાઘો,
પ્રેમે કરિ પ્રભુ પાસ પ્રાર્થના, મિત્ર પવિત્ર સદા માગો. ૯૪

ઝટપટ શસ્ત્ર સજી સદગુણનાં, ખટપટ સૌ ખોદી નાંખો,
વિકટ કુસંપ કલેશ દુખ કટવા, સુભટ[1] સમાધાની રાખો,
અટપટિ વાત તજી ઇર્ષાની, તૃષ્ણાદિક દુર્ગુણ ત્યાગો,
પ્રેમે કરિ પ્રભુ પાસ પ્રાર્થના, મિત્ર પવિત્ર સદા માગો. ૯૫

સંપ વૃક્ષમાં સદા વિંટાણી, શોભિત સદ મૈત્રીની લતા,

---

+ હૃદયમાં. ૧ શુરવીર, યોદ્ધા.

પ્યાર અપાર સુગંધવતાં જ્યાં સરસ હર્ષ સુખ પુષ્પ થતાં,
સદગુણિ કોકિલ કીર[1] વસે જ્યાં, દુર કરિ દુર્ગણ કાગો,[2]
પ્રેમેં કરિ પ્રભુ પાસ પ્રાર્થના, મિત્ર પવિત્ર સદા માગો. ૬૬
દીવસ રાત ભલિભાત ભલા જન ભ્રમર પડેં રહિ જ્યાં ભમતા,
સદ વિનોદ મદ પીયે વિશેષે, લેશ ન તૃપ્ત તથાપિ તથા,
સદ ભાગી જન સદા સુણે સત સંગત રંગ તણા રાગો,
પ્રેમેં કરિ પ્રભુ પાસ પ્રાર્થના મિત્ર, પવિત્ર સદા માગો. ૬૭
ક્રૂર કુમિત્ર સદાય ગણી, રહિ જે થકી દૂર જરૂર ડરો,
સ્વારથથી ભરપૂર સદા જે મુર્ખ અને મગરૂર ખરો,
ક્રૂર કર્મ કરતાં ન ડરે ઉર, અઘથી પગ ન ધરે આઘો,
પ્રેમેં કરિ પ્રભુ પાસ પ્રાર્થના મિત્ર, પવિત્ર સદા માગો. ૬૮
કૂલટા સમ ઉલટાજ કુમિત્રો, સ્વાર્થમાં જેને પ્રીતી,
સુખમાં સ્વાર્થ સાધ્ય કરીને, દુખમાં દેખાડે ભીતી,
અલગ થવા એવા મિત્રોથી ભાળી દૂર સદા ભાગો,
પ્રેમેં કરિ પ્રભુ પાસ પ્રાર્થના મિત્ર પવિત્ર સદા માગો. ૬૯
સર્પ વિંછી આદિકથી વધતો ઝેરી દુર્જનને જાણો,
વિશમપણે વરતેજ વિશ્વમાં, કહું વિશ્વાશ કરી માનો,
સ્વારથ સાધ્ય કરિ શિર કાપે, આખર થઈ ઉભે નાગો,
પ્રેમેં કરિ પ્રભુ પાસ પ્રાર્થના મિત્ર પવિત્ર સદા માગો. ૭૦
દુરજનથી નિત દૂર રહી પ્રિય સજ્જનથી સહવાસ કરો,
ભવ્ય સુખો ભવમાં અનુભવવા, સભ્ય ગુણો ધારિ વિચરો,
પામી લાભ અલભ્ય સુખોનાં, ભવ ભય પણ તેથી ત્યાગો,
પ્રેમેં કરિ પ્રભુ પાસ પ્રાર્થના મિત્ર પવિત્ર સદા માગો. ૭૧
અચળ સુખદ ફળદાયક મૈત્રી, અમળ[3] કમળ સમ આનંદી,
વિમળ[4] સદા પરિમળ[5] છે જેનો, પીયે સકળ સજ્જન વંદી,
અકળ ગણી સુખ અકલવતા પણ વિકળ બને લેતાં લાગો,
પ્રેમેં કરિ પ્રભુ પાસ પ્રાર્થના મિત્ર પવિત્ર સદા માગો. ૭૨

---

૧ પોપટ. ૨ કાગડા. ૩ ચોખાં. ૪ સ્વચ્છ, સુંદર. ૫ ગંધ, વાસ,

ડહાપણનાજ સમુદ્ર સુમિત્રો, થાપણ સદ્ગુણનીજ સદા,
આપણ સમ સમજી સઘળાને, જૂદાપણની જ્યાં ન કથા,
કદી તોછડાપણેં ન તોડે પરથી પ્રિયતાનો ત્રાગો,[1]
પ્રેમેં કરિ પ્રભુ પાસ પ્રાર્થના મિત્ર પવિત્ર સદા માગો. ૭૩

શેવ્ય[2] સદૈવ સુમિત્ર ગણી, થૈં શેવક નિત્ય તમે શેવો,
મિષ[3] અપાર સુમૈત્રિ તણો રસ પ્યાર તણે પડીએ પીવો,
પ્રભુ પ્રતાપથી પાપ પ્રજળવા સ્વધર્મનો ધારી ધાગો,
પ્રેમેં કરિ પ્રભુ પાસ પ્રાર્થના મિત્ર પવિત્ર સદા માગો. ૭૪

---

૧ દોરડો. ૨ સેવા કરવા યોગ્ય. ૩ નિમિત્ત.

# ભાગ ૪થો.

# ગાયન સંગ્રહ.

---

## ગણપતિની સ્તુતિ.

" જે જે રામચંદ્ર રઘુવીર" એ રાગમાં.

જે જે વિઘ્ન હરણ ગણરાય, જે જે વિઘ્ન હરણ ગણરાય. ટેક
લંબોદર ગણપતી ગજાનન, વાહન મુષક મનાય; જે જે વિઘ્ન. ૧
ચાર ભૂજા સિંદુર ચર્ચિત ઉર, સુંઢ સુશોભિત કાય;
સુખ સરદાર અપાર પરાક્રમિ, વીર વડો વખણાય. જે જે૦ ૨
સદ્કારજમાં સૌથી પેહેલાં, શંભૂ સુત સમરાય;
ભય ભંજન ગંજન અરિ દળ, જન રંજન ગુણદ ગવાય. જે જે૦ ૩
શુધ બુધ દાયક, વિઘ્ન નસાયક, સાધક સુખદ લખાય;
દઃ પ્રતાપ દાયક ગણ નાયક, લાયક જન જશ ગાય. જે જે૦ ૪

રાગ બરવો, તાલ દાદરો.

તુંહી ગુનરાજા બિઘન સબ હરેન, ચહુ નિશ દિન તુજ ચરન,
બીઘન સબ હરેન. ટેક.
ગુણ નાયક મંગળ ફળદાયક, સુમરન તે સુખ કરેન; બિઘન. ૧
સુર ઉર અસુર ઊમંગ આની, સુમરતહે સુબ કરેન; બિઘન. ૨
દાસ પ્રતાપ આપ શુભ કારેન, ચહત સદા તુજ શરેન; બિઘન૦ ૩

---

## જગદંબિકા સ્તુતિ.

રાગ પરજ—તાલ દીપચંદી.

જગત મૈયા કર કરૂણા અહોનિશ અમ ઉપર;
હણિ અપરાધ અમારો, જગત મૈયા. ટેક.
રાત દીવશ પરવશ થઈ રેહેતાં,જાય જશ્ર જનમારો, જગત૦ ૧
વિપત નદી વચમાં અમે વસિયે, ન સુજે નજરે કિનારો,જગત૦ ૨
આસ પાસ પ્રસર્યા દુખ ડુંગર, ત્યાં ક્યમ થાય ઉગારો, જગત૦ ૩
શ્વાસ ઉશ્વાસ સુખે નથી લેતા, નકી નિશ્વાશ નઠારો, જગત૦ ૪

આશથી દાશ નિરાશ ન થાવા, ત્રાસ તમામ વિદારો, જગત૦ ૫
કરજોડી પ્રણમે નિત ભગવતિદાશ પ્રતાપ તમારો, જગત૦ ૬
જય કાળી જય લક્ષ્મી અંબે, કર ગ્રહી પાર ઉતારો, જગત૦ ૭

---

## લાવણી.

" પ્રભુ તુને પ્રસન્ન તે કેમ થાશે " એ ઢબમાં તથા
રાગ કાલીંગડા, બીહાગ વીગેરેમાં ગવાય છે.

જયજય જગદંબે જગ જનુની, જયજય જગદંબે જગ જનુની;
અંબે તું પાળક ત્રિભુવનની, જયજય જગદંબે જગ જનુની. ટેક ૧
જે જગ કારણ, દુખ વિદારણ, તું ભવ તારણ તરણી;
અકળિત તુજ ઈશ્વરતા કે'વા, અલ્પ ગતી મુજ મનની; જયજય.૨
સ્વારી તારી સૌથી સારી, સિંહ તણા વાહનની;
રત્ન જડિત શોભા અતિ સુંદર, ચકચકીત આસનની; જયજય. ૩
ભૂષણ વસ્ત્ર ધર્યાં અતિ સુંદર, નયન રેખ અંજનની;
પુષ્પ સુગંધી ધર્યાં મન રંજન, આડ કરી શુભ ચંદનની; જયજય૦૪
અસુર નિકંદન, ભવ ભય ભંજન, ગંજન તું રિપુ દળની;
ખડગ શુળ શર ચક્ર ધર્યાં, કર શોભા શુભ કંગનની; જયજય૦૫
શુક સનકાદિ શેવ કરે નિત, ભક્તિ થકી દ્રઢ મનની;
બ્રહ્માદિક દિન રાત ધરે, ઉર આશા તુજ દર્શનની; જય જય૦ ૬
ચૌચર બાળી, દીન દયાળી, તું મહીષાસુર હનની;
શુંભાસુર આદિક સૌ હણિયા, મેહેનતથી તુજ તનની; જયજય૦૭
જે સુખદાતા, વિશ્વ વિધાતા, કરૂણા દ્રષ્ટિ કરની;
શુભ વરદાયક, જન સાયક, જય નાયક ચૌદ ભુવનની; જયજય૦૮
પ્રતાપને નિજ ચરણ રાખજે, કૃપા કરિ દિન રજની;
અર્જ સુણી પૂર આશ અંબિકા, મંડળી મન રંજનની; જયજય૦૯
સ્તુતિ કરી આ ભાદ્ર પદે, શુભ તારીખ સોમ પુનમની;
ઓગણિસશેં છવીશ કેરી સાલ વળી વિક્રમની; જયજય ૧૦

---

## રાગ ખંભાતી જંગલો તાલ ઠુમરીનો.

"જગદંબેકા દેદાર કરો" એ રાગમાં.

જે જે શ્રી જગદંબે મૈયા, કરિ કરૂના દુખ દૂર કરો. ટેક.
દુખ દાયક દુનિયાં દીશતહે, અરૂ પારધી યહ સંસાર બુરો;
પકરે પરપંચ બિચેં સબકું, જ્યોં જાળનકે બિચ જાનવરો; જેજે.૧
બલગી અતિ આધિ ઉપાધી, બરી પીડતહેં જ્યોં લોહ છરો;
ઈહ સંકટકા કરિકે કટકા, સટ કલ્યાનિ કલ્યાન કરો; જેજે. ૨
સુનકે અરજી, નિજદાસ ગની, કરૂના જગદંબ અખંડ કરો;
ભવ સાગરકો ભય તોરી, અરૂ દેહી અનોપમ મોક્ષ ખરો; જેજે. ૩
કર જોરિ પ્રતાપ કહે તુજકું, જગદંબ સદા શુભ હામ ભર્યો;
મુજ બાંહિ ગ્રહિ, બિપતિ હનકે, કરૂના કરી બિઘ્ન તમામ હરો; જેજે.૪

---

## રાગ પરજ—તાલ ઠુમરી.

સુખ કરની, સકળ દુખ હનની, જગદંબ તુંહિ અઘ ઓઘ નિવા-
રન કારન, જય અશરન શરની, સુખ કરની૦ ૧
મદ મારન, જગ બિપત બિદારન, તારન તરન, જનક જનની. સુ૦ ૨
અખિલ જગત પાળક, ભય ટાળક, ધારક જળ નભ નગ ધરની. સુ૦૩
ગગન ગ્રહો રવિ શશિ સબ તુજ તેં, દ્રઢ પ્રતાપ દળીદર દળની. સુ.૪

---

## તાલ દાદરામાં હરેક રાગમાં ગવાશે.

સરસ્વતિ સુખ કરન, હરન અખિલ તું ઉદાશી; સરસ્વતી સુખકરન.
ધરત ધ્યાન તજ ગુમાન ભજનકે બિલાષી. સરસ્વતી. ૧
હંસકી સવારી કીએ, લીએ સુપોથી બીનાં,
તુઝ કૃપા તે રીઝવત જન, શુક મયૂર મેનાં. સરસ્વતી. ૨
જાપ જપત સુર મુનિ જીન, સુમરત નિજ ગ્યાની,
ભારથી બિધાત્રી માત, દાત સરસ બાની. સરસ્વતી. ૩
ભુખન સુપુષ્પ બિબિધ, બસ્ત્ર શસ્ત્ર ધારી,
કરે કૃપા અખંડ અંબ દ્રઢ પ્રતાપકારી. સરસ્વતી. ૪

---

### લાવણી.

" ગિરધર મોરલી બાજ કૃષ્ન તેરી, અવાજ સુનકર મેં દોડી. "
એ રાગ.

આનંદી આનંદ કરો, જગદંબે મા, આ વર્ષ વિષે;
શુભ વિચાર આપો મા દુર્ગે, જેથિ દિલમાં હર્ષ દિશે. ટેક. ૧
સદાસભા મનરંજક કેરા સભા સદોને સુખ દેજો;
કરજો બુદ્ધિ શુભ સર્વની, જડતા તિમર હરી લેજો. આનંદી. ૨
હિમ્મત આપી સર્વને સરખી, સભા નિભાવો વર્ષ ઘણાં;
કરૂણા દ્રષ્ટી કરી કનકાઈ, વિઘ્ન હણો નિજ દાસ તણાં. આ. ૩
સંપ નમ્રતા ક્ષમા આદિ સૌ, સદગુણની વૃદ્ધિ કરજો;
ઇર્ષા ક્રોધ આદિ અવગુણ તે, સહુમાંથી સઘળા હરજો. આ. ૪
સર્વ સભાસદ એક દિલેથી, વિદ્યા ભાવ સહિત ભણે;
શુણે શાસ્ત્ર શુભ જ્ઞાન તણાં, નિત જૂઠ ગપાટા તુચ્છ ગણે. આ. ૫
વિશ્વ વિષે પ્રસરે કિર્તિ શુભ, આ મનરંજક મંડળીના;
ઇચ્છા પુરણ કરો અંબિકા, શરણ ગ્રહો નિજ દાસ ગણી. આ. ૬
વડિલ અમારા વસે નિરંતર, અંતરમાં આનંદ ભરી;
દ્રવ્ય થકી સંતોષ સર્વને, કરૂણાથી કલ્યાણ કરી. આ. ૭
મુજ મિત્રો મુજ સાથ સર્વદા, સ્નેહ નિભાવે ભાવ ધરી;
કૃપા વિશેષ નિભાવ અંબિકા, સેવકપર શુભ હેત કરી. આનંદી. ૮

---

## માતાજીના છંદ.



### ગરબી. ૧

રાગ કાલિંગડો. અથવા "મારી મા તું આચરીરે લોલ" એ ઢબમાં.

જયો જગદંબિકારે લોલ, સ્થળે સ્થળે સ્થંબિકારે લોલ;
અખંડ આનંદીકારે લોલ, જયો જગદંબિકારે લોલ ૧
નકી તું નિરંજનીરે લોલ, અરી દળ ગંજનીરે લોલ;
દેવી દુખ ભંજનીરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૨

સતી સિંહ વાહનીરે લોલ, અતી અઘ દાહનીરે લોલ;
ગતી ગુણ ગ્રાહનીરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૩

સદૈવ સોહાવનારે લોલ, પદ્દ પદ પાવનીરે લોલ;
મૈયા મન ભાવનીરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૪

અંબે તું ઉપાયનીરે લોલ, સહૂ રંક રાયનીરે લોલ;
સદા સુખ દાયનીરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૫

અન્ના અષ્ટિ જંતુનીરે લોલ, તથા તૃણ તંતુનીરે લોલ;
અનાજ અનંતુનારે લોલ, જયો જગદંબિકારે લોલ. ૬

પદારથ પ્રાણિનીરે લોલ, વિદ્યાગુણ વાણિનીરે લોલ;
પુરાનિ પુરાણિનીરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૭

અનાદિ અનંતનારે લોલ, મહાન મહંતનારે લોલ;
પ્રમાણ સુપંથનીરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૮

બુદ્ધિ બુદ્ધિમંતનીરે લોલ, શાંતિ સદ સંતનીરે લોલ;
સિદ્ધિ તું શ્રિમંતનારે લોલ, જયો જગદંબિકારે લોલ. ૯

પતી કૈલાશનીરે લોલ, સતી સુ વિલાસનીરે લોલ;
અધિક ઉલ્લાસનારે લોલ, જયો જગદંબિકારે લોલ. ૧૦

રમે નવરાત્રિ તુંરે લોલ, જનો તણી જાત્રિ તૂંરે લોલ;
મનોહર માત્રિ તૂંરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૧૧

અભંગ ઉમંગમાંરે લોલ, નાચે ગાવે રંગમાંરે લોલ;
બજાવે મૃદંગમાંરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૧૨

સજી સણગારનેરે લોલ, ધરી હથિયારનેરે લોલ;
પેરી પુષ્પહારનેરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૧૩

વરાઈ વાઘેશ્વરીરે લોલ, મનાઈ માહેશ્વરીરે લોલ;
ભણાઈ ભવેશ્વરીરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૧૪

આઈ તું આશાપુરીરે લોલ, મારી મા તૂં બોચરારે લોલ;
પાહિ* પરમેશ્વરીરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૧૫

---

* રક્ષાકરો.

લક્ષ્મી તું લખેશ્વરીરે લોલ, કાળી કરૂણા કરીરે લોલ;
સરસ્વતી સુંદરીરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૧૬
બ્રાહ્મી ભુવનેશ્વરીરે લોલ, વિધાત્રિ વિશ્વંભરીરે લોલ;
ગૌરી ત્રિગુણેશ્વરીરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૧૭
જ્વાળામુખી જ્યોતમાંરે લોલ, અખંડ ઉદ્યોતમાંરે લોલ;
પ્રખ્યાત પ્રબોધમાંરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૧૮
સહાયક શોધમારે લોલ, સદા શુભ બોધમાંરે લોલ;
કદી નહીં ક્રોધમાંરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૧૯
અંબા અતિ ઓપર્તારે લોલ, કુડાપર કોપર્તારે લોલ;
સદાશીવ સોબર્તારે લોલ, જયો જદંબિકારે લોલ. ૨૦
સદા સઉ સુરીનરેરે લોલ, બ્રહ્માદિ હરીહરેરે લોલ;
તને તે અનૂસરેરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૨૧
મુની મેલી માનનેરે લોલ, ધરી તુજ ધ્યાનનેરે લોલ;
કરે ગુણ ગાનનેરે લોલ, જયો જગદંબિકારેલોલ. ૨૨
જપે તુજને [1]જદારે લોલ, અંબા હર આપદારે લોલ;
તરે ભવ તે તદારે લોલ, જયોજગદંબિકારે લોલ. ૨૩
દયા કરી દાસનેરે લોલ, ત્રોડે ભવ ત્રાસનેરે લોલ;
પુરે શુભ આશનેરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૨૪
સ્તુતિ જગદંબનારે લોલ, વડા વિશ્વ સ્થંભનારે લોલ;
નિરા[2]લંબા[3]લંબિનારે લોલ, જયો જગદંબિકારે લોલ. ૨૫
ગ્રહી સર્વ સારતારે લોલ, રહો ચીત ધારતારે લોલ;
રખે તે વિસારતારે લોલ, જયો જગદંબિકારે લોલ. ૨૬
મળી મિત્ર મંડળીરે લોલ, ભલા સુરમાં ભળીરે લોલ;
ભણો સ્તુતી સાંભળીરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૨૭
સંવત્‌ ઓગણિસસેંરે લોલ, સુશાલ એકત્રીશેરે લોલ;
પ્રતાપ મને હિસેરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૨૮
આશુ નવરાતરેરે લોલ, રચ્યો છંદ રાતરેરે લોલ;

---

૧ જ્યારે. ૨ આધાર વગરેના. ૩ આધાર રૂપ.

ષષ્ઠી ભૃગુવાસરેરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૨૯
સદા સુપ્રતાપનેરે લોલ, થિરે કરી સ્થાપનેરે લોલ;
દળી દુખ પાપનેરે લોલ, જયો જગદંબિકારે લોલ. ૩૦

---

## ગરબી ૨ ૭.

"મારી અંબેમા આનંદભરી" એ રાગની.

પરમેશ પ્રથમ પોઢ્યાતા જળમાં, [1]શેષસાઈ સુર તેજરે મા;
એક સમે અંતરથી તેને, ઉપજી ઇછા એજરે, જય અંબેમા જગદંબેમા. ૧
હુ એક સ્વરૂપ અનેક થઇને, ધારૂં જગ વિસ્તારરે મા,
પરમ લીલા પ્રસરાવું સઘળે, અકળિત અપરમપારરે, જય. જગ.૨
પછિ પ્રગટ થયા પળમાં જગદંબે, ઇચ્છાશક્તિ અનૂપરે મા,
રજ સાત્વિક તામસ ગુણથી થયા, બ્રહ્મા હરિહર રૂપરે, જય.જગ.૩
જગકારક પાળક સંહારક શક્તિ અશેષરે મા,
જગકર્તા બ્રહ્મા હરી ભર્તા, સંહરતા શ્રી મહેશરે, જયઅંબેમા. ૪
વિવિધ સૃષ્ટિ રચી વસવા તેને, સરજ્યાં સરસ વિરામરે મા,
કાળઋતુ ગ્રહ શશિ સૂર્યાદિક, નિરમ્યાં જગ સુખ કામરે. જયઅંબેમાં.૫
મહિ નભ સાગર નદી પર્વતો, તેમજ કાષ્ટ કપાશરે મા,
ઉપજાવ્યાં અન તૃણ બહુ વ્રક્ષો, ફળ ફળવા સૌ આશરે,જયઅં.૬
સૌ રચના રચી વિચિત્ર તરેહથી, જળસ્થળ જંતુ અનેકરે મા,
પશુપક્ષિ નરનારિ નપુંશક, વિધવિધ કરી વિવેકરે, જયઅંબેમા. ૭
વળી કીડી કુંજર સૌને લગતા, બાંધ્યા નિયમો બેશરે મા,
ચળેક્ષિતી પણ ન ચળે નિયમો, કરતાં કળા વિશેષરે, જયઅંબેમા.૮
જેનું વર્ણન કરતાં નવિરામે, પામે પાર ન શેષરે મા,
તો હું અલ્પમતિ અજ્ઞાની, લક્ષ કરૂં શું લેશરે, જયઅંબે મા. ૯
સચરાચરમાં ભોચર વસનારી, પરમેશ્વરી પરેશરે મા,
શુભ શૃંગાર સરસ હથીયારિ, વિપત વિદારણ વેષરે, જયઅંબે મા.૧૦

---

૧ શેષનાગ ઉપર શયન કરનાર.

જય જય [1]અસિધર અંબા અલબેલી, [2]અઘહર દેવિ અનંતરે મા,
અશરણ શરણ અભિષ્ટ [3]પ્રદેહી, અનૂપરૂપ [4]અરિહંતરે, જયઅંબે. ૧૧
જય આઈ આરાસુરી આદ ઈશ્વરી, આશાપુરી અજાતરે મા,
આનંદી આનંદ વધારણ, આરોગ્યાદિ અગાધરે, જયઅંબે. ૧૨
જય ઇષ્ટ દેવિ ઉમિયા એકીશા, ઐશ્વરીઓસમ માતરે મા,
ઓંકારી ઔદાશી ઉથાપક, અંનપુર્ણા અહોરાત્રરે, જયઅંબે. ૧૩
જય કલ્યાણી કરૂણા કરિ કન્યા, કનકાઈ કર ઝાંઝરે મા,
કામાક્ષી કાત્યાયનિ કાળી, કાલીંગણી હર કાળરે, જયઅંબે. ૧૪
જય કીર્તિ મતિ, ધર [5]કીટ કુંડળો, [6]કેળેશ્વરી હર કલેશરે મા,
કૈટભ રિપુ ગોવિંદ કૌમારી, કમળાક્ષી કહ વેશરે, જયઅંબે. ૧૫
જય ખડગ ધરિ ખેચરી ખંભળા, ગદા ધરી ગુણવાનરે મા,
ગાયત્રિ ગિરજા ગુણ રૂપા, ગોમતિ ગૌરિ મહાનરે, જયઅંબે. ૧૬
જય ગ્રહ ગ્રહપતિ ઘંટા ધર દેવી, નવદુર્ગા ભવ નાવરે મા,
નરસિંગી નારાયણિ નિત્યા, નૈષ્ઠા પરમ પ્રભાવરે, જય અંબે. ૧૭
જય ચક્ર ધરી "ચંડી" ચામુંડા, ચોસઠ સખિ ધર ચાપરે મા,
છત્ર ધરી છત છેલ છબીલી, જગજનિતા જગ સ્થાપરે, જયઅંબે.૧૮
જય જ્વાળામુખી જિવની જ્યોતી, જાન્હવી ટાળક તાપરે મા,
ઠકરાણી ઠારક સૌ ઠામે, ડમરૂ ધરી ડર કાપરે, જય અંબે. ૧૯
ઢાળ ધરી જગ ઢાલ રૂપે રહી, રણેશ્વરી રણ ટાળરે મા,
તત્વરૂપિ તરૂણી તું તારક, સ્થંભ જગત સ્થિર કાળરે, જયઅંબે.૨૦
જય દળ દળિદર, દલદલ વસનારી, ધર્મેશ્વરી દ્રઢાવરે મા,
પરમ આત્મશક્તિ પાળક તું, ફીકર હરી ફળ લાવરે, જયઅંબે.૨૧
જય બૌ બળવંત બરાળી બાળી, બુંટા બૌચરી માતરે મા,
ભદ્રકાળી ભય ટાળિ ભવાનિ, ભવેશ્વરી સાક્ષાતરે, જયઅંબે. ૨૨
જય યજ્ઞેશ્વરી યત્નેશા દેવી, યમહંત્રી યશ રૂપરે મા,
યાંદ શક્તિ યાંત્રિક ગતી દેહી, યાચક વરદ અનૂપરે, જયઅંબે. ૨૩

---

૧ તરવાર ધારણ કરનારી. ૨ પાપ કાપવાવાળી. ૩ આપો. ૪ શત્રુનો નાશ કરનારી. ૫ મુગટ. ૬ જગદંબા.

જય મનહર છબિ મંગળકારી મૈયા, માયા માતૃ મહંતરે મા,
માહેશ્વરિ માહારાણી માતા, મહાન મહાત્મ્યવંતરે, જયઅંબે. ૨૪
જય રમા રનાદે રસેશ્વરી તું, રક્ષા રાજ સ્વરૂપરે મા,
રૂવાપરી રેવાજી રોઝી, રૌદ્રાણિ સ્વ સરૂપરે, જય અંબે. ૨૫
જય લક્ષ્મિ લક્ષ સ્વરૂપિ લજ્જા, લાભવતી લાવણ્યરે મા,
લિલાકારિ લોકેશ્વરિ લલનાં, લોકાલોક શરણ્યરે, જય અંબે. ૨૬
જય વરદાયનિ વરાહી દેવી, વાઘેશ્વરી વિખ્યાતરે મા,
વિદ્યા વિશ્વેશ્વરી વિધાત્રી, વેદરૂપ વૈરાટરે; જય અંબે. ૨૭
જય સત્યરૂપ સતિ શકિત શાંતી, શાકુંભરી શ્રિમંતરે મા;
શ્રી શિતળા સુંદરિ દેવી, શૈલજા આદિ અનંતરે; જય અંબે. ૨૮
જય હસ્તિ વાહની હાથ ગ્રહીને, ક્ષમા ક્ષમો અપરાધરે મા;
જ્ઞાન મુર્તિ સદ જ્ઞાન વધારો, કરૂણા કરી અગાધરે; જયઅંબે.૨૯
સત ઓગણીસેં બત્રીશ આશ્વિન શુદ સપ્તમી શશીવારરે મા;
દ્રઢ પ્રતાપ અંબા આરાધુ, કર સહાય સુખકારરે, જય અંબેમા.૩૦

---

## ગરબી ૩ જી.

"ઓખા એકલડી રંગમોલમાં." એ ઢબની.

પ્રથમ પ્રણમું શ્રીપરમેશ્વરીરે, કારણ શકિત જે કેહેવાય;
ચૈતન્ય રૂપે ચિંતમાં વશીરે, અંબા કરતી સદા સહાય, કરૂણાદ્રષ્ટિ
કરો જગદંબિકારે. ૧

બીજે બાળા બો બળવાન તૂંરે, બુદ્ધિ નામે બોચર માત;
બોરૂંપે થૈ બહુ સ્થળમાં વશીરે, બહુધા સુખદાયક સાક્ષાત.કરૂણા.૨
ત્રીજ ત્રિગુણાંત્મક માયા તમેરે, વિરંચી સૃષ્ટિ વિવિધ પ્રકાર;
પોશણ કરતાં પણ પોતે ઠરીરે, તે વળી સદા કરે સંહાર. કરૂણા. ૩
ચોથેં ચતુર તણી ચતુરાઈ તુંરે, વિદ્યારૂપે થઈ વિખ્યાત;
મનવાંછિત ફળદાતા માત્રનેરે, સફળ સુખદ સઘળે સાક્ષાત. કરૂણા.૪
પંચમે પરમ પવિત્ર ચરિત્રથીરે, માનો વિચિત્ર છે મહિમાય;
ઓકશ ચિત્ર પડે નહિ જેહનૂંરે, આખર અકળિત કહી અટકાય.ક.૫

ષષ્ઠે અષ્ટા શક્તિ તું ખરીરે, કોટિ કૃત્ય દ ભુત કરનાર;
કીર્તિ રતિ કોઈ નવ કળી શકેરે, લખવા નૈ કોઈ શકય લગાર. ક.૬
સપ્તમે સપ્તરૂપે શ્રીઅંબિકારે, શ્રીવિશ્વેશ્વરી વિશ્વાધાર;
પરમ સુખદકર સૌને પ્રેરણારે, વધવા નેક વિવેક વિચાર. કરૂ. ૭
અષ્ટમે અષ્ટ ભુજા આરાસુરીરે, કષ્ટ હરણ કર પૂરણ કોડ;
વેદ પુરાણ વખાણ કર્યા કરેરે, જે કહી ન શકે જીવ્હા ક્રોડ. કરૂ. ૮
નવમે નવ દુર્ગા રૂપે નવેરે, રમતાં નવ દીવશ નવરાત્ર;
જોતાં ખેલ નવલ જામી રહ્યોરે, નમતાં હરખે સુર મુની માત્ર. ક.૯
દશમે દેવી શુભ દાત દશારે, દશ વિધિ લક્ષ્મીની દેનાર;
વિભવ વધારણ શ્રીવિશ્વંભરરીરે, તારણ તરણ સદા સુખકાર. ક.૧૦
એકાદશે એક તમે છતાંરે, અંબા ધારી રૂપ અનેક;
પ્રથમ પરાક્રમ જે તેં કર્યારે, તે વર્ણવા શબ્દ નૈં એક. કરૂણા. ૧૧
બારશેં બાર તરણ વૃધ પ્રાણી તુંરે, સ્નેહે સંરક્ષણ કરનાર;
ભક્તિ ભાવે જે તુજને ભજેરે, તેને ભવ તરતાં નહી વાર. ક. ૧૨
તેરશે તત્વ તમે ત્રૈલોકમાંરે, તુરિયા રૂપિ ત્રિગુણાતીત;
લક્ષણ જેનું નાવે લક્ષમાંરે, જેછે શાસ્ત્ર વેદાંત વિહિત. કરૂણા.૧૩
ચોદશે ચોદ વિદ્યા ચોસઠ કળારે, પ્રત્યાદિકમાં વશિ વિશેષ;
ચક્ર ત્રિશુળ આદિક ધરે ચંડીકારે, કાળી હરતું શત્રુ હમેશ. ક.૧૪
પુંનમે પુરણ તું અનપૂરણારે, પુર્ણ ગુણદ શુભ યશ કર પૂર્ણ;
વણ શક્તિ સૌ વિશ્વ અપૂર્ણછે રે, તુજથી પૂરણ તે પરીપૂર્ણ.ક. ૧૫
અમાવાશ્યાયેં આઈ આશાપુરીરે, સૌના માત્ર મનોરથ પૂર;
અખંડ લીલા ખંડેખંડમાંરે, રેહિ બ્રહ્માંડ વિશે ભરપૂર. કરૂણા. ૧૬
શોળ તીથીયે સ્મરણ કરૂં સદારે, કલ્પીત કરિ શોડષ ઉપચાર;
મન કર્મ વચને પ્રણમું માતનેરે, તે અંબા કર અંગીકાર. કરૂ. ૧૭
માજી ભવસાગર ભારે ભર્યોરે, આવે દુખના લોઢ અપાર;
વિકટ વિપત દાયક લાગે વધુરે, નિકટ થવા તું સદ્ય નિવાર.ક.૧૮
આધિ વ્યાધિની *આંધિ વધારે, વ્યર્થ ઉપાધિથી મતિ ભ્રષ્ટ;

* વંટોળીયો.

સ્વાર્થ ન સુજે તો પરમાર્થ કયાંરે?, માજી માની ઉભયથી ભ્રષ્ટ.ક.૧૯
અકળીત જોર દીઠું કળીયુગનુંરે, કળતાં ક્યાંથિ નહીં કળાય;
અકલવંતાની અકલ અશકય જ્યાંરે, વિકળ થૈ સૌકો અકળાય.ક.૨૦
કરગરી કહું કર ગ્રહો હવેરે, કરિ કરૂણા કરૂણાકર માત;
નહીં કરતો, નહીં કરરે શુભ ધારણારે, કર ધારણ કરતુજ મુજમાય.૨૧
તારી સતા રિદ્ધિ સિદ્ધી સૌમાં રેહીરે, તારી સતા સૌ પૂરણ આશ;
તારી સતા તાણે સહુકો રહુંરે, તારીશ તારો છે વિશ્વાશ. કરૂણા.૨૨
અલ્પ મતીના અલ્પ વિચારથીરે, કલ્પીત સ્તુતિ કલ્પના ઉચ્ચાર;
જગદંબ ન જાણી જલ્પનારે, કલ્પ તરૂમાં કરો સ્વિકાર કરૂણા. ૨૩
ચુક અમારી માફ કરી સહુરે, અંબા હર સઘળાં અપરાધ;
પુત્ર કપુત્ર કદીપણ થાય કોરે, તોપે માત ન થાય કુમાત. કરૂણા.૨૪
સંવત ઓગણીશેં ચોત્રીશમાંરે, આશ્વિન સુદ પુનમ શર્થી પૂર્ણ,
કર જોડું જગદંબ કૃપા થવારે, પરમ પ્રતાપ સદા સંપૂર્ણ;
કરૂણા દ્રષ્ટી કરો જગદંબિકારે. ૨૫

## ગરબી ૪ થી.

પડવે તે પડિયા પંથરે, નાથ શું નાવ્યારે. એ રાગમાં.

જય શકિત જગદાધાર, જય જગદંબે મા;
ભવ તારક તું ભર્તાર, શ્રી જગદંબે મા;
સચરાચર સૃષ્ટીમાંય, સત્ય સ્વરૂપેરે;
પરમાદભૂત શકિત સદાય, વિશ્વવિરૂપેરે. ૧
જગ વ્યાપિક શ્રી જગદંબ, શ્રી જગત્રાતારે;
કરૂણા કર મ કર વિલંબ, વિશ્વ વિધાતારે;
બ્રહ્માણી બ્રહ્મ સ્વરૂપ, ભાવથિ ભાળોરે;
માહેશ્વરી મંગળ રૂપ, પ્રેમથિ પાળોરે. ૨
કલ્યાણી કરિ કલ્યાણ, પાપ પ્રજાળોરે;
પરમેશ્વરી રક્ષક પ્રાણ, ટાળ ઉકાળોરે;
ભદ્રાણી ભવજળ તાર, દેવિ દયાળીરે;
કનકાઈ કષ્ટ નિવાર, નિત્ય નિહાળીરે. ૩

ગિરજા ગુણ રૂપ અગાધ, જ્ઞાન વધારોરે;
શાકુંભરી છે શાક્ષાત, આશ્રય તારોરે;
મહાકાળી ધરી કૃપાણ[1], વિપત વિદારોરે;
મહાલક્ષ્મિ દે વરદાન, દાસ ઉગારોરે. ૪

મહા સરસ્વતી સુખ દાત, બુદ્ધિ સુધારોરે;
જડતા હણિને જગમાત, વિવેક વધારોરે;
આશાપુરિ આશા પૂર, આઈ અમારીરે;
ચંડી કર ચિંતા ચૂર, શાંતિ વધારીરે. ૫

ભય ટાળિ અભય પદ આપ, માત ભવાનીરે;
તુળજાહરનું ત્રય તાપ, દાસ પ્રમાણીરે;
ધર્મેશ્વરિ ધર્મ ધરાવ, દ્રઢ સુખકારીરે;
હરસિદ્ધિ શોક હઠાવ, હર્ષ વધારીરે. ૬

ભુવનેશ્વરિ ભ્રાંતિ નિવાર, ભર્મ નસાડીરે;
વિશ્વેશ્વરિ વ્હેમ વિદાર, મોહ મટાડીરે;
નારાયણિ નિતી હમેશ, એશ ધરાવોરે;
કાત્યાયનિ હર્તા કલેષ, કીર્તિ કરાવોરે. ૭

સર્વેશ્વરી સદા શ્રિમંત, શોધ રખાવોરે;
બોચર મા બૌ બળવંત, બોધ બતાવોરે;
પરમેશા શ્રીનવરાત, નૌતમ વેષેરે;
ધરિ વસ્ત્ર ભુષણ ભલિ ભાત, વિચર વિશેષેરે. ૮

જે ઇછાશકિત અનૂપ, રૂપ ધરીનેરે;
વિશ્વંભરિ વિવિધ સ્વરૂપ, માં વિચરીનેરે;
ધરિ અંગ ઉમંગ અભંગ, આપ બિરાજોરે;
મળિ સૌ સાહેલી સંગ, ગુણમય ગાજોરે. ૯

ધરિ ચંદન પુષ્પ પવિત્ર, સર્વ સુગંધીરે;
એવા કરિ મહાન ચરિત્ર, રાસ રમંતીરે;

---

૧ તરવાર.

સુર નાચે જ્યાં થઈકાર, મસ્તક નામેરે;
સ્તુતિ કરતાં અપરંપાર, પાર ન પામેરે. ૧૦
વાજે શુભ તાલ મૃદંગ, ભેરી સંગેરે;
જોતાં જો જામ્યો રંગ, અધિક ઉમંગેરે;
વરણવતાં જેને શેષ, પાર ન પામેરે;
વિનવે શુભ થવા સુરેશ, વાણિ વિરામેરે. ૧૧
તો અલ્પમિત અજ્ઞાન, ભાન વિનાનોરે;
કરિ કેમ ? શકું ગુણ જાણ, એકજ આનોરે;
તદપિ જગદંબ અપાર, કરૂણા કારીરે;
શુણિ દાસનિ અરજ લગાર, શેવ સ્વિકારીરે. ૧૨
જેમ બોલિ બોલ અશુધ, માત પિતાનેરે;
સુચવે પણ સમજે શૂધ, માત પિતા તેરે;
તેમ બાળ કિજે તત્કાળ, કાળ હણિનેરે;
જગપાળક પાળ કૃપાળ, બાળ ગણિનેરે. ૧૩
મુજ દોષ કરિ સૌ માફ, સાફ દિલેથીરે;
મા માગું એ ઈનસાફ, મુખ વાણિલેથીરે;
વારાહી વિશ્વાધાર, શરણ ગણીનેરે;
દ્યો ભક્તિ ભવ સુખકાર, ભક્ત ગણીનેરે. ૧૪
વાઘેશ્વરિ શ્રી વિખ્યાત, મુક્તિ દીજેરે;
શિવરૂપ શિવા શાક્ષાત, હાથ ગ્રહીજેરે;
સત ઓગણિશ તેત્રીશ, આશ્વિન માસેરે;
સુદ શશી શનિ મન હીસ, માની દાસેરે. ૧૫
સ્તુતિ કીધી ટળવા પાપ, તે ચિત ધરજોરે;
જગદંબા પરમ પ્રતાપ, પાવન કરજોરે;

---

## ગંગાસ્તુતિ.

"જે જમુને" એ રાગમાં.

જે ગંગે મણી કર્ણિકા[1] મૈયા, કરિ કરૂણા દર્શન નિત દે, જે ગંગે.

---

૧ દયામણી.

અધમં ઓધારણિ, ભવજળ તારણી, પાપ નિવારણી તૂજ ખરે, જે ગંગે.
સુર મુની સૌ ધરી, પ્રીત નિરંતર સ્નાન કરી, તુજ ધ્યાન ધરે, જે ગંગે.
કાશિપુરી જ્યાં વિશ્વનાથજિ ભુવન સકળનું રાજ્ય કરે, જે ગંગે.
ઢુંઢિરાજ રાજત જ્યાં બળિયા ભૈરવ આણ અખંડ ફરે, જે ગંગે.
ત્યાં વસી વાસ સદા જગમૈયા, ક્રોડ જનમનાં પાપ હરે, જે ગંગે.
તું ગંગા જન પાપ નિવારણ, વર્ણા અશિ બિચ સ્વચ્છ વહે, જે ગંગે.
માનું પ્રતાપ મહીમા તુજ મોટો, હૃદય વસો શિવલાલ તણે, જે ગંગે.

**શાર્દૂલવિક્રિડીત છંદ.**

ગાશે જો ધરિ પ્રીત ચિત્ત શુદ્ધથી જે ગીત ગંગાતણું;
પામે મુક્તિ અતીત રીત શુભથી, મટશેજ મરવાપણું;
જાશે પાપ સમગ્ર ભસ્મ થઇને, નામેજ ગંગાતણે;
વાધે તેજ પ્રતાપ અષ્ટ, સઘળાં સંતાપ ગંગા હણે. ૧

જે ગંગા જગમાત તાત ભગની તું ભ્રાતને તું સખી;
ઇંદ્રાદિ સૌ દેવ તેમ રૂષિયેં પ્રીતેંજ તેવી લખી;
હૂં તારો દાસ પ્રતાપ આપ શક્તિ કે'વા ન મારૂં ગજું;
થાવા આપ કૃપા, મણિકર્ણિકા એ નામ નિત્યેં ભજું. ૨

---

# શિવ સ્તુતિ.

" પ્રભુ તુંને પ્રસન્ન તે કેમ થાશે." એ ઢબમાં.

**લાવણી.**

જય જય શંકર શ્રીત્રિપુરારી, જય જય શંકર શ્રી ત્રિપુરારી;
કરમન જાપ અહોનિશ જારી; જય જય શંકર શ્રિત્રિપુરારી. ટેક.
પંચ વક્ર પરમેશ્વર શીવજી, દીનબંધુ કરૂણાકારી;
કરેન ભરેન ત્રિનયન જગ શંભો, હરેન સકળ દુખહારી. જયજય. ૧
અંતર જામી શ્રીજગસ્વામિ, બહુનામી સુ બિરદધારી;
ભક્તવછળ, પ્રતિપાળક, પુરહર, શ્રી કૈલાશ બિહારી. જયજયશંકર. ૨
સાંબ સદા ભવ પાર ઉતારન, અધમઓધારણ અઘહારી;
કૃપાસિંધૂ કર્તાર સદાશિવ, દેસૌ વિપત વિદારી; જયજય શંકર. ૩

